DNYAN DI

# ज्ञान दीप

## સ્ત્રી પુરૂસોનાં કૃત્ય

રચનાર તથા પ્રસિદ્ધ

**અંબાશંકર કાળીદાસ**

સ. શુ. નિશાળના મેહેત

ગોઝારીયા તાબે વિજાપુર પ્રા

गीतिवृत.

જ્ઞાની જ્ઞાન ગ્રહિને, અજ્ઞાનોને તતિ
જ્ઞાનદીપ જો થાએ, તોતો સઘળાં તીમિર

**અમદાવાદ**

માણેકચોક આગળ કાગદીઓળની

શા૦ હીરાભાઈ પુંજાસાના મકાન

"અમદાવાદ ટાઇમ્સ પ્રેસ"માં

**કાળીદાસ સાંકળચંદે છાપ્યો.**

સંવત ૧૯૪૨ સને ૧૮૮

કીમત આઠ આના.

# DNYAN DIPUK.

# ज्ञान दीपक.

## સ્ત્રી પુરૂષોનાં કૃત્યાકૃત્ય.


રચનાર

**અંબાશંકર કાળીદાસ યાજ્ઞીક**

સ. ગુ. નિશાળના મેહેતાજી

ગોઝારીયા તાબે વિજાપુર પ્રાંત કડી


**ગીતિવૃત.**

જ્ઞાની જ્ઞાન ગ્રહિને, અજ્ઞાનોને તર્ત હરે તનથી;
જ્ઞાનદીપજો થાએ, તો તો સઘળાં તીમિર ટળે મનથી.


**અમદાવાદ**

માણેકચોક આગળ કાગદીઓળની સામે

શા૦ હીરાભાઈ પુંજાસાના મકાનમાં

"અમદાવાદ ટાઇમ્સ પ્રેસ"માં

**કાળીદાસ સાંકળચંદે છાપ્યો.**

સંવત ૧૯૪૨ સને ૧૮૮૬

કીમત આઠ આના.

# અર્પણપત્ર.

## નામદાર કેસરીસીંગજી ભીમસીંગજી.

### સંસ્થાન માણસાના ઠાકોર સાહેબ.

આપ નામદાર વિદ્યાવૃદ્ધીના કામને સારો આશ્રય આપો છો અને સુધારાનાં વૃક્ષનો વિસ્તાર થઈ તથી ઉત્પન્ન થતા મધુર ફળનો સ્વાદ આર્ય બંધુઓ ને બેનો ત્વરાથી ચાખે એવી આપ ઇચ્છા રાખો છો, એમ જાણીને તથા સંસ્થાનનો કુલ અધિકાર સ્વહસ્તે લીધો તેવા માંગલીક પ્રસંગની ખુશાલી દાખલ આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું તે સ્વીકારશોજી.

લી૦ શેવક.

પુ૦ કર્તા.

## વાંચનારાઓને સુચના.

વસંત તિલકા વૃત.

આ જ્ઞાન દીપક જુઓ સૌ મિત્ર આજે,
મનમાં પ્રકાશ પ્રગટે વળી ભ્રાંત ભાજે;
અજ્ઞાન મિત્ર અવળા કરશો તમારા,
જો જ્ઞાન દીપક ભણો પ્રિય મિત્ર મારા. ૧

## પ્રસ્તાવના અને આભાર પત્ર.

મારા ગુર્જર બંધુઓ ને બેનો આપની સ્વદેશ સેવા દાખલ હું એક અલ્પજ્ઞ મનુષ્ય પ્રાણી સ્વદેશના રસ કસથી ઉછરાએલો અને સ્વજન મિત્રોના સહવાસ માં દીન પ્રતીદીન રમત ગમત વડે કંઇ થોડી ઘણી કેળવણી પામીને ઉપરના નામવાળું પુસ્તક લખવાનું સાહસ માથે લેઉછું. અને તેમાં આપના પ્રત્યેનો મારો બંધુભાવ પ્રકાશમાં લાવવાની ઇચ્છા રાખુ છું. મિત્રો તે ઇચ્છા વડે હું મારી ફરજ, મારૂ કામ, અને મારો ધર્મ બરોબર રીતે બજાવી શકીશ એવી મને ખાત્રી થાયછે. માટે મારા ગુર્જર બંધુઓએ તેમના પ્રત્યેનો આ મારો બંધુભાવ માન્ય કરવો જોઇએ. હું આપને કાંઇ પુંજી કે દોલત તો આપી શકતો નથી પણ શીક્ષાપત્રી રૂપી જે જુજ ભેટ આપને અર્પણ કરૂ છું તે અંગીકાર કરશો.

મારી પરમ પ્રીય ગુર્જર બેનો પણ તેના ગરીબ ભાઇની આ ભેટ પોતાના સાસરવાસામાં માન્ય કરશે એવી આશા છે. મિત્રો! આપની પેહેલી સેવામાં મેં નીતિ ધર્મ દર્પણ નામનું પુસ્તક બહાર પાડયું હતું, તેનો યોગ્ય સત્કાર નીતિમાન અને વિદ્યાની કદર જાણનાર ગુણીજનોએ કર્યો છે, તેમનો હું આ ટાણે ઉપકાર માનવાને ચુકતો નથી. તેમજ ગાયકવાડી રાજ્યના કેળવણી ખાતાના મેહેરબાન ડીરેકટર સાહેબ બહાદુરે તેનો ઘટીત સત્કાર કરીને સારૂ ઉત્તેજન આપ્યું હતું તો તેઉ સાહેબનો પણ હું આ વખત મોટો ઉપકાર માનુ છું. અને આશા રાખુ છું કે આ બીજી વારની મારી સ્વલ્પ શેવાને પણ કદરદાન જનો તરફથી યોગ્ય આશરો મળશે. એજ મારી મન કામના છે.

આ પુસ્તક છપાવવામાં મારા પરમ મિત્ર શામળ દાસ બળદેવરામ તથા પરિખ બાપાલાલ વલ્લવદાસે કીમતી મદદ કીધી છે તો આ પ્રસંગે તેમનો હું આભાર માનું છું.

ગોઝારીયા<br>તા૦ ૧-૫-૯૬

લી૦ શેવક<br>અં. કા.

# ઇશ્વર સ્તુતિ.

## વસંત તિલકા વૃત.

સંતોષ રૂપ અવિનાશ, અચિંત દેવ,
વિશ્વેશ રૂપ શુભ, તારી કરૂં હું સેવ;
આરાધું હું અકળ નામ, પ્રભુ તમારૂં,
વારે ઘડી વિમળ ચિત, કરો અમારૂં. ૧
દો જ્ઞાન દાન સુખકાર, સદૈવ ઇશ,
આપો અપાર સદગુણ, વિભુ મહેશ;
કિલમિશ કાપી અમને, દુખથી બચાવો,
હે! વિશ્વનાથ પ્રભુ, કિંકર બાહુ સાહો.

# संसार यंत्र.



વસંત તિલકાવૃત.

સંસાર યંત્ર નિર્વિઘ્નપણે નિભાવા,
ઇચ્છો સાર શોધ જન સર્વ દુઃખો સમાવા;
ભ્રાંતિ ટળી મહદ્ જ્ઞાન મળે પ્રતાપી,
જો સાર યંત્ર સમજે મનથી કદાપી. ૧

આ માયીક પણ મોહીક જગતમાં ઇશ્વરે પ્રાણીઓના ઘણા સમુહ બનાવ્યા છે, અને તે સમુહમાં મુખ્યત્વે નરમાદાનું જોડુ પ્રાધાન્ય છે, અને તે થકીજ દુનિયાં નિરંતર ભરપુર વસ્તીવાળી જણાય છે, દરરોજ લાખો બલકે કરોડો પ્રાણીગોનો સંહાર થતે પણ જાણે તેટલીજ કાયમીપણે હયાત હોયની? એમ માલમ પડે છે એ સઘળું ઇશ્વરી અજાયબી ખેલની બલીહારીથીજ સમજવું. જેટલો સંહાર તેટલીજ ઉત્પત્તિ થાય છે એટલે હમેશાં એમ ભરડોળ થતાં દુનિયાં ઘણાક કાળ જ તે પણ પુર હયાતી ભોગવે છે તો નર અને માદા એજ આ દુનીયાંની સંતતિનાં ઉત્પત્તિ બીજ કહીએ તો કાંઇ ખોટું નથી, પ્રાણીઓના ઘણા સમુહ પૈકી મનુષ સમુહ એજ આ અખિલ દુનિયાંના સજીત પણ મન

સાહીક સુખ ભોગવવાને શકિતમાન છે, બીજાં પ્રાણી
ઓ તો ફકત પોતાનાં અંગજ્ઞાનીક સુખો કુદરતી પ્રેરણા
એ કરીને ભોગવે છે પણ તેનું ખરૂં હારદ સમજ
વાની તેમનામાં વિચાર શકિત હોય તેમ જણાતું નથી,
તે સમુહ મનુષના સંસારીક સુખોનો સાહીક અને ઘ
ણો ઉપયોગી છે મનુષ વરગમાં સંસારીક ખરા
સુખનું હારદ સમજવાની જે શકિત જણાવી તે શકિ
તેમનામાં કેળવણી વગર દાખલ થઈ શકતી નથી, કે
ળવણીથીજ તેઓ પોતાનો ખરો ધર્મ સમજી શકે છે, કે
ળવણીથીજ તેઓ ઈશ્વરી નિયમને ઓળખી શકેછે અ
ને કેળવણીથીજ તેઓ આ લોક અને પર લોકનાં અ
ક્ષય સુખો ભોગવવાને પાત્ર થાય છે. જેનામાં કેળવણી
નથી તે જન સમુહમાં નહીંપણ પશુ સમુહમાં ગણી શકાય;
મારી આ સુચના દરેક પુરૂષ અને સ્ત્રી મીત્રે સમજી ગ્ર
હણ કરવા લાયક છે. એ કોઈ પણ સુભેચ્છક ના પાડ
શે નહીં. સંસાર યંત્રમાં સ્ત્રી પુરૂષ એ અરસ પરસ મ
દદગાર ચક્રો છે એ ચક્રોમાં એકના સભાવે બીજુ ચાલી
શકતું નથી અથવા તો એકની ખોડથી બીજાને ધો
કો પહોંચે છે માટે સંસાર યંત્ર ચલવવામાં એ બંને
ચક્રો સાબુત અને કાંઈ પણ ખોડ વગરનાં હોવાં જોઈ
એ. હવે જાણવું જે—હરેક કામ પ્રારંભે ખોડવાળું નજ
રે આવશે પરંતુ તેજ કામ ધીમે ધીમે સુધારવાથી સુધ
રશે અને ખોડ દુર થશે તેમજ સંસાર યંત્રનાં મનુષ ચ
ક્રો પ્રારંભે કેટલીક અજ્ઞાનતાથી ખોડવાળાં હોય છે પરં
તુ કેળવણી રૂપી પારસમણીના સ્પર્શથી તે અમુલ્ય ર

ાન જેવાં નીવડી શકે છે અને એમ થાય તોજ સંસા
ર યંત્ર નીર્વિઘ્નપણે ન્નભી શકે, નહીં તો અટકણીયા ઘ
ડિયાળની માફક થોડી મુદત ચાલીને પાછું અટકી પડે
તે ફરી કોઇ સારા ઘડિયાળી પાસે દુરસ્ત કરાવીએ તો
જ તેચુચાલે, નહીંતો અટકયું તે અટક્યુંજ તેમ થાય.
સમજવાનો હેતુ—આપણે વિચાર કરીએ તો માલમ પ
ડશે કે દુનિયાં યંત્રનો ચલાવનાર કોઇ ખેલાડી અદ્ભુ
ત અને અનંત શકતીમાન છે. એ યંત્ર ચલાવવામાં
તેનું ડાહપણ તેની ચતુરાઇ અને કળાનો કોઇ પાર પા
મી શકનાર નથી, તો પણ તેની આપેલી બુદ્ધિના અનુ
સારે એટલું તો સમજીએ કે જે યંત્રમાં આપણને ચક્ર
રૂપ સંકળનાએ તેણે બાંધ્યા છે. તે બાંધવનું કારણ કો
ઇ શુભ અને સુખકારક હોવું જોઇએ. તે કારણ તે એ
જ કે તેની અનંત શકતીને પીછાની ને તેને ઓળખ
વો, અને તેનો નિરમળ હેતુ સમજીને સન્મારગે ચાલ
વું. તથા જન સમુહ પ્રત્યેના અને બીજા પ્રાણી સમુહ
પ્રત્યેના આપણા ધરમા સમજીને તે પ્રમાણે વરતવું. છે
વટે આપણી જીંદગી રૂપી ઘડીયાળને તેની આપેલી કુ·
દરત ગતી પુરી થએ, એટલે ગર્ણાવસરે આ ચળીત યંત્ર
ઉપરથી ભાવના દૂર કરીને એક નિશ્ચળીત સુખ આપ
નાર અમર ઇશમાં પોતાનુ ચીત પ્રેરવું. એટલે અક્ષય
સુખ મળશે, જેને આપણા ાક મોક્ષ થયો એમ કહે
છે, (તેજમાં તેજ બળી જાય છે અને પછી પૂનઃ જન્મ

નથી) શાસ્ત્રકારોએ મોક્ષનો ખરો અર્થ એજ કહ્યો છે. પછી ગમે તેમ હો, તોપણ એટલું તો ખરૂજ કે મોક્ષ નો સાધારણ અર્થ સદગતી થાયછે. તો જન્મ મરણથી રહીત થવું એ વીના બીજી શી સદ્ગતી છે? મતલબ કે એનાથી બીજી ઉત્તમ ગતી આપણા ખ્યાલમાં ઉતરી શકતી નથી. આપણે એ રીતી તો છેવટની જણાવી પરંતુ તે પહેલી દરેક મનુષ મિત્રે પોતાની જીંદગીમાં શું શું હાથ કરવું જોઇએ? તેના ઉત્તરમાં શાસ્ત્રાધારે ટુંકામાં કહીશું તો તે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ હેતુ હાથ કરવા જોઇએ. અને એ ત્રણ હેતુ પાર. પાડવા માટે સત્સંગ, સુવિદ્યા તથા સુસ્ત્રીની જરૂર છે. સત્સંગ વડે સ્વધર્મ સચવાય છે, સુવિદ્યા શીખ્યાથી અર્થ સીદ્ધી થાય છે, અને સુસ્ત્રી મેળવ્યાથી કામ તપ્તી થતાં વ્યવહારીક કેટલાક લાભો પુરૂષ મીત્ર મેળવી શકે છે. એટલું જણાવતાં હવે મારા પ્રેમી બંધુઓને વ્યવહારમાં સ્ત્રીની અગત્યના વિચાર જણાવું છું.

—⁂—

# सुपात्र स्त्रीनी अगत्य.

અને તે સંબંધી વિચાર

વસંત તિલકા વૃત.

સંસારના સુખદ્ માર્ગ શોધવાને,

સંસારના ધરમ મારગ ધારવાને;
સંસારમાં પુરૂષ મિત્ર સુમિત્ર શોધો,
ધર્માર્થ કામ કરવા નિજ નારી બોધો. ૧
હે પ્રિય મિત્ર પુરશોત્તમ બોધ મારો,
સ્વિકારિને પરમ જ્ઞાન રૂડું વધારો;
સંસારનો સુખદ મિત્ર, વિકાર પામે,
તો તો બધાં દુખદ વાદળ શિર જામે. ૨

સ્ત્રી આ એક પુરૂષનું બીજુ અંગ છે, તેને આ ઘણા શાસ્ત્રકારોએ પણ પુરૂષની અર્ધાંગના ગણેલી છે એટલે કે પુરૂષ અને સ્ત્રિ મળીને એક આખુ અંગ થાય છે એમ સમજવું. આ અસાર સંસારમાં પુરૂષને સ્ત્રિ એક સાર રૂપ છે, તેના વડે પુરૂષ પોતાનું હરેક ધાર્મિક કર્તવ્ય વગર અડચણે પુરૂ કરી શકે છે, તેના વડે તે તેજસ્વી છે, તેના વડે તેના ઘરનો વ્યવહાર નભી શકે છે, તેના વડે તે વેહેવારીઓ ગણાય છે. તેના વડે તેને હરેક આપતિ ત્રણ વત્ લાગે છે, અને તેના વડેજ આ દુખમય દુનિયાં સુખમય અને શોભાવાળી માલમ પડે છે. ટુંકામાં કહીએ તો રામા તે રામાજછે. રામા વગરનું મંદિર ઉજડ અને સ્મશાન વત્ લાગે છે. રામા વગર બીજાં બધાં સુખ કેવળ નકી સરખાં માલમ પડશે. સ્ત્રિ વગર સંસારના હરેક લાભો મેળવવાને પુરૂષ એકલો શકિતમાન નથી અને સ્ત્રિ વગર સંતાન સુખની ઇચ્છા કદાપિ ફળે તેમ નથી. આપણે વિચાર કરીએતો

માલમ પડશે કે દુનિયામાં સ્ત્રિ પુરૂષો એક બીજાને સર ખાં અગત્યનાં છે. ઇશ્વરી નિયમ એવો છે કે સ્ત્રિ પુ રૂષને પોતાની જીંદગીમાં અન્યો અન્ય ખપ પડવાનોજ. ધારવા પ્રમાણે કોઇ એવો નથી કે આ ઇશ્વરી નિયમ થી વિરૂદ્ધ હોય! સૌકોની ઉત્પતી તેના થકીજ છે. નાને થી મોટા કરનાર પણ તેજ અને તરૂણાવસ્થામાં નાના પ્રકારના સુખો આપનાર અને દુઃખમાં ભાગ લેનાર પણ તેજ છે, માટે સ્ત્રિ ગુણની વ્યાખ્યા કેહેતાં ઘણું લંબાણ કરવું તે કરતાં આટલેથીજ તેની અગત્ય આપણે સમજીશું. જુઓ! સ્ત્રીને માટે મોટા મોટા મહા પુરૂષો એ પણ કેટલા બધા જય વિજયના ટોપલા માથે વોહરી લીધા છે, સિતાને માટે રામને રાવણનું નિકંદન કરવું પડયું, દમયંતીને માટે બ્રહ્માદિ સરખાને પણ નળનું રૂપ ધારણ કરવું પડયું. દ્રુપદાને માટે કરણ અને દુર્યોધન સરખાને પણ મચ્છવેધના સ્થંભથી ઢળી પડતાં લજીત થવું પડયું. રૂક્ષ્મણીને માટે પ્રતાપી શ્રીકૃષ્ણને તેનું હરણ કરવું પડયું, તેમજ આધુનિક કાળમાં ઘણા રજપુત અને મુસલમાની રાજ્યો તેથી પાયમાલ થયાં જાણ્યાં છે, એ સઘળાનો એકંદરે વિચાર કરીશું તો માલમ પડશે કે સ્ત્રિ રૂપ મોહ પાસથી જકત સઘળું બંધાએલું છે. જ્ઞાની કે અભણ, મુર્ખ કે પંડિત, રાજા કે રંક, જતિ કે સન્યાસી, પાદરી કે મુલ્લાંજી, વીગેરે સઘળા જનો તે પાસથી દુર થએલા જોઇશું નહી, આથી સ્પષ્ટ

સમજાશે કે સ્ત્રિરત્ન ઉત્પન્ન કરવામાં શ્રુષ્ટી કરતા ઈશ્વરે તેની ખરી અગત્ય વિચારી હશે. કેટલાએક કામાંધ પુરૂષો તેની ખરી અગત્ય નહીં સમજતાં કુમાર્ગે ચડી જઈને અધર્મ આચરે છે, અને તેથી સ્ત્રિ રત્ન ઉત્પન્ન કરવાનો ઈશ્વરી નિર્મળ હેતુ લય પામી મુરખ જન અપરાધના દુઃખદવમળમાં ઘસડાય છે, અને છેવટે મરણને આધીન થાય છે એવા પુરૂષો જન્મ્યા તોય શું! ને મર્ણ પામ્યા તોય શું! તેના ગુજર્યા પછી કોઈ સજ્જન સદ્દભાવથી તેને યાદ કરતુ નથી કિંવા શોક ધરતું નથી, પણ ઉલટા ખુશી થાય છે, અને કહે છે જે સારૂ થયું જે એવા પાપી માણુસનાં પગલાં આ પવિત્ર ભુમી પરથી દુર ખશ્યાં. તે જીવીને ફકત ભુમીને ભારે મારતો હતો, ફકત જીવીને પાપીઓની સંખ્યાનો વધારો કરતો હતો, ફકત જીવીને બીજાનાં પોષણ દ્વારનું નાહક રોકાણ કરતો હતો. તો પછી તેના જન્મ્યા કે જીવ્યાનું શું સાર્થક? તેનાથી બીજાને શો લાભ થવાનો હતો? અને તેનાથી બીજાનું શું કળ્યું કડાવાનું હતું? મતલબ કે તેવા જનો આ લોકમાં ધિક્કારને પાત્ર થઈ અંતે મોટા દુઃખના સાગરમાં ડુબવાનાજ. માટે દરેક પુરૂષ મિત્રે સ્ત્રિની ખરી અગત્ય સમજી અંતઃકરણ શુદ્ધ નિતિ પુર્વક તેની સાથે વર્તણુક રાખીને પરમાત્માનો પવિત્ર હેતુ પિછાનવો જોઈએ. આપણે આગળ વાંચી ગયા કે વ્યવહારમાં પુરૂષને સ્ત્રિની ઘણી અગત્ય છે. અને પુરૂષ

ના હરેક સુખ દુઃખમાં તે સમભાગી છે ત્યારે તો સ્ત્રિનો દરજ્જો પુરૂષથી ઉતરે એમ નથી એ આપણે સ્પષ્ટ માનવુ જોઇએ પણ સ્ત્રિ મિત્ર કેવો જોઇએ એ બાબત દરેક તરફ દરેક પુરૂષ મિત્રે લક્ષ ખેંચવાનું છે. શું સ્ત્રિ મળી એટલે પુરૂષ હેતુ પાર પડયો? શું સ્ત્રી મળી એટલે પુરૂષનાં દારિદ્ર નાશ પામ્યાં? શું સ્ત્રિ મળી એટલે સંસાર બંધનથી મુકત થયા? અને શું સ્ત્રિ મળી એટલે સર્વ સુખ હાથ લાગ્યાં? ના જી ના, મળવા મળવામાંએ ફેર છે. સુધરેલ, સુપાત્ર, અને કુલીન સ્ત્રિ એજ પુરૂષનાં સદ્‌ભાગ્યનું બીજ છે. અને અજ્ઞાન, કુપાત્ર, અને અકુલીન સ્ત્રી, એજ પુરૂષનાં દુઃભાગ્યનું બીજ છે, માટે સ્ત્રી મિત્ર એ અજ્ઞાન અને કુપાત્ર કદી જોઇએજ નહી. મિત્રતા તો જ્ઞાની અને સદ્‌પાત્રનીજ જોઇએ. કારણ હેતુથી સુખ પ્રાપ્તી થાય છે. એક સમાગમી સાધારણ મિત્ર પણ કુપાત્ર મળવાથી કેટલુંએક દુઃખ અને વિટંબના વેઠવી પડે છે. તો જીંદગી પર્યંતનો સોબતી (સ્ત્રી) અભણ અને મુર્ખ મળવાથી જે સંકટ પડવાનું તેની તો કાંઇ સીમાજ નથી. આપણા પ્રાંતમાં અજ્ઞાન સ્ત્રી પુરૂષો આ માર્મિક હેતુનો પ્રથમથી કાંઇ વિચાર કરતાં હોય એમ જણાતું નથી. અને કરે છે તો તે અમલમાં લાવતાં નથી. તેથી ઘેરે ઘેર અને ગામે ગામ સ્ત્રી પુરૂષોમાં પરસ્પર મળતા વશેક ઘણેક થોડે દરજ્જે દીઠામાં આવે છે. જ્યાં ત્યાં કુસંપ અને કકાસે ઘર કરેલાં દેખીશું. વિવેક સદ્‌વિદ્યા, અને સદાચરણ કવચિતજ

માલમ પડશે. અધર્મ, અનાચાર, અને અવિવેક, જાથુ પણે પ્રકાસે છે. વળી સ્ત્રી અને સ્વામી પ્રત્યેના પરસ્પર ના ધર્મનો લોપ થતો દ્રષ્ટીએ પડે છે. દુષ્ટ વ્યભિચાર, પોતાનાં અપવિત્ર પગલાં નિર્ભયપણે વધારતો જાય છે. તેથી આર્ય પ્રજા નિર્બળ અને ભ્રષ્ટ મતિવાળી નજરે આવે છે. દિન પ્રતિદિન તેનું જોર વધતું જતાં, ઘણો અધર્મ થતો જોઇએ છીએ. એ સઘળું થવાનું મુખ્ય કારણ આપણા સ્ત્રી વર્ગની અજ્ઞાનતાનુંજ છે. જ્યાં સ્ત્રીઓ અભણ હોય ત્યાં જ્ઞાન પ્રકાશ પામતું નથી. જ્યાં સ્ત્રીઓ મૂર્ખ છે ત્યાં સંતાન પણ મૂર્ખજ રહેવાનાં.અને જ્યાં સ્ત્રીઓમાં ધર્મની કેળવણી નથી ત્યાં અધર્મ પોતાનો અમલ ચલાવવાનોજ. તો આપણે અહીં તેમ થાય તેમાં શું વધારે આશ્ચર્ય ધારી શકતો નથી. આપણો સ્ત્રી વર્ગ કેવળ અભણ છે, તેમનામાં નીતી કયાં છે? તેમનામાં રીતી કયાં છે? તેમનામાં કુદર્ત રચનાઓનું જ્ઞાન કયાં છે? તેમનાગાં ધર્મ અધર્મની ખુજ કયાં છે? ટુંકામાં કહીએ તો એકનું જ્ઞાન પણ નથી, સ્ત્રીઓને ઘણું જાણવાનું છે તેમાં એક અલ્પ તે શું? કદાપિ કોઇ ઠોકર ખાઇને અનુભવી થયું તો તે એકનો શો હિસાબ? હાલના સ્ત્રી વર્ગનું જ્ઞાન માત્ર પશુવત કહીએ તો કાંઇ ખોટું નથી. આહાર ને વિહાર, એતો પ્રાણી માત્ર કરે છે. તેમ તેમનામાં પણ છે. બાળક ઉછેરવાં એતો પશુ પક્ષી પણ અંગજ્ઞાનીક રીતે ઉછેરે છે. તેમ તે પણ ઉ-

છેરે તો તેથી શું? બીજાં મોટાં અજ્ઞાન ગણાવું તો તે તે નિચે મુજબ છે.—રોવા કુટવાનું, બીભસ્ત ગાણાં ગા વાનું, નાજુક બનો પર પુરૂષથી હાસ્ય વિનોદ કરવાનું, પોકળ લાજ ધરીને પતિને ઠગવાનું, જુઠુ બોલવાનું, સાહાસ કામ કરવાનું, મિથ્યા વ્હેમમા ફસાઈ તન બળ અને ન બળથી ક્ષીણ થવાનું, અતિ લોભીપણાથી પોતની સંપત્તિનો વિચાર નહી કરતાં શ્રીમંતોની નકલ કરવાનું, અછકલાપણું અને ગર્વ ધેરેલાપણું, આદી દુ:ગુણો તેમના ઉપર પ્રબળપણે અમલ ચલાવે છે, અને તેથી કરીને હાલની ઉછરતી તથા તરૂણ અબળાઓના મનો, વિચાર કોઈ વિચીત્ર અને વિકારવાળા માલમ પડે છે. ઉછરતી બાળાઓને સારી કેળવણી નથી, તેમ તેમની માતા શિક્ષક કેવળ અજ્ઞાન હોય છે વળી તરૂણ અબળાઓને તો ઘરનું ધુસરૂ વળગેલું હોય છે, તેથી તથા તેમનો સંગ કુસંગ હોય છે, તેથી તેમના વિચાર સુધરવામાં એ મોટું અંતરપડ આવી રહેલું છે. બાળાઓ નાની વયથીજ ઘર સંસારની નીચ વાતો કરતાં શીખે છે. તે વાતો તે ફકત અસ્વચ્છ, વ્યભિચાર દોષવાળીજ હોય છે. કોઈ પોતાના સાસુ સસરાની કુચલી, કે પોતાનો પતી આવો કે તેવો. એવી એવી નજીવી ને હલકાઈની વાતો પોતાની મુરખ સોબતણો જોડે કરતાં શરમ પામતી નથી તેવી વાતોમાં વિવેક કે મર્યાદા સરખું કંઈ દીસતું નથી. સાસરે રહી સંતતી સુખ જલદી જોવાની તે

ઈર્ત્તેનરી રાખે છે. ફલાણી ગરભવંતી થઈને હું નહી! ફલાણી બે છોકરાંની મા થઈ ને હું નહી! એવા ધેલા વિચારો કરીને બાધા આખડીઓ કે જપઅનુષ્ટાંન કરાવવા મંડી પડે છે. અથવા તો ધર્મભ્રષ્ટ થઈને પરપુરૂષથી જાર કર્મ કરે છે, મતલબકે ગમે તેમ કરીને પણ સંતાનવાળુ થવું. સ્ત્રીઓની આવી નિષ્ઠુર મતિથી આપણને અને તેમને કેટલુ નુકશાન છે, તેનો વિચાર સુસ્ત્રીએ કરવો અવશ્ય છે. પ્રાચિનકાળની સનારીઓનાં ચરિત્ર આપણા વાંચવામાં આવે છે. ત્યારે તો આપણને હાલની અબળાઓ ઉપર ધીક્કાર ઉપજ્યા વિના રહેતો નથી. રૂષિપત્નીઓનાં પતિવ્રત, અને ક્ષત્રાણીઓનાં ક્ષત્રીવટ, સાંભળીને સાનંદાશ્ચર્યથી આપણે ગળગળીત થયા વિના રહીશું નહી. શી તેમની નિરમળ મતી? શાં તેમના મર્યાદિત કામ? શા તેમના સુક્ષ્મ વિચારો? શી તેમની સ્વામી પ્રત્યેની આઈકયતા?, શું તેમનું ડાહાપણ? અને શો તેમનો વિવેક? એ સઘળું હાલની નારીઓને દાખલો લેવા જોગ છે. પણ ભાઈ, જેમનાં અંતઃકરણ વ્હેમથી અને મેલથી ખરડાયલાં ભરપુર છે તેમને એવા સારા દાખલા લેતાં ઘણી વાર લાગવાની, તે તો પોતાના જેવોજ કોઈ બીજો સોબતી ખોળવા તત્પર રહેવાનાં. એક સદગુરૂના સતસંગ વગર તે કદાપી પોતાની માઠી ચાલથી દુર થશે એમ નથી. જેઓ રૂપ અને જરનેજ માત્ર આધીન છે તે નારી કદી પણ સંસાર

ણી થવાની નથી અને સલક્ષણી સ્ત્રી મેળવ્યા વગર પુરૂષ મિત્ર આ સંસારમાં આવી તે પોતાનો શ્રેષ્ટ હેતુ કદી પણ પાર પાડી શકનાર નથી.



# अज्ञान स्त्रीओना रूप अने यौवन मदनी आधिनतानुं परिणाम.

ઘણે ખરે ઠેકાણે અને તેમાં વિશેષે કરીને મોટા શેહેરોમાં નાનેથી મોટા કહેવાતા એવા શ્રીમંતોના ઘરની કુળાંગનાઓ કેવિ રીતોએ વરતીને આ સંસાર સાગરમાં પોતાના ચક્ર રૂપ નાવને સરળ અને શીધો રસ્તો છોડીને વિકટ તથા વિઘ્ન નીપજાવનારા દુખદ રસ્તાએ ઘસડી લેઇ જાય છે. તે વિષેનું કાંઇક વરણુ મારા પ્રેમી બંધુઓની સેવામાં મુકીને હું મારી ફરજ અદા કરૂ છું, —મિત્રો! નિતિનો માર્ગ ઘણો મોંઘો તેમ તે રસ્તે ચડવું એ ઘણુ કઠીન છે એ વાત ખરી, કેમકે મનુષ્યના મલિન મનને તેની બાહારની ઈંદ્રિઓ કુમારગે ચડાવવા અહોનિશ ઉસ્કેરવામાં કંઇપણ બાકી રાખતી નથી. મા ની સજ્જનો કોઇ દિવસ તેની માઠી ઉસ્કેરણી તરફ વળી પોતાના દેહ રૂપ નકને અધરમને ચીલે ચડવા દેતાં નથી. તે તો ફકત એક નિતીમાંજ તદરૂપ થઇને પોતીકાં ઘ્રાન ઈંદ્રિઓને પણ તેમાંજ તલ્લીન રહેવાની ભલા

માણુ કરે છે, તે રહે છે અને તે મુજબ વરતે છે, તે વા નિતી નિપુણ જનોમાં રૂપ અને જરનો અહમવ કદી પણ દિસતો નથી. તેમ તે તેને આધિન પણ હોતા નથી. કારણ કે તે બંને ચંચળ અને ચલિત છે, એમ તેઓ સમજે છે.—હાલ આપણા જન વરગમાં આ વિવેકો સમજણ ઘણે થોડે ભાગે જોવામાં આવેછે, તેથી પ્રજાની નિતીમાં અને વ્યવહારીક રીતીઓમાં કેટલો બધો બિગાડ થએલો છે અને થાય છે. તે બાબતનો વિચાર વાંચનાર સજ્જનોના પવિત્ર અંતઃકરણમાં શેહેજ આવશે.—"જર લુભતા"—આ સ્વાભાવિક સમજ દરેક વરગના માણસોમાં વસેલીજ હોય છે. કારણ કે મનુષ્ય માત્રનો નિભાવ અને વ્યવહાર તેના ઉપરજ આધાર રાખે છે. રાજાનું રાજ્ય, અને ગરીબ ઘરનો ઘરાચાર એ જર વડેજ ઘણી આબાદ સ્થિતીમાં નભી શકે છે. અને એટલા માટેજ સુજ્ઞો પોતાની પેહેલી વીશીમાં વિદ્યા સંપાદાન કરીને નીતિ નિપુણ થાય છે.

અને બીજી વીશીમાં એ નિતીએ યુકત ધન સંપાદાન કરે છે. અને એ નિતીએ યુકત ધન વડેજ ત્રીજી વીશીમાં સત્કિર્તી સંપન્ન થઇને છેવટે મોક્ષને મેળવી શકે છે. (તેનો આત્મા નિવારણ પામે છે) એ ઉપર કહેલા માર્ગ શિવાય જે માણસ વિદ્યા, સત્કિર્તી, અને ધન મેળવવાની અકાળે ઇચ્છા કરે છે તેને તો ગાત્ર પસ્તાવાથીજ દગ્ધ થવાનું છે. એટલે કે "અકાળે

આંબા પાકતા નથી." કદાપી પાકે છે તો તથી થએલા ફળમાં કાળના જેવી મધુરતા હોતી નથી; માટે કાળ ખોવો એજ દુખ અને દરિદ્રતાનું મોટું દ્વાર છે. મનુષ્ય જન્મ પામીને જે પોતાની જીંદગી રૂપી કાળનો કુરૂપયોગ કરે છે તેમને આ સંસાર યંત્રનો બાહારનો દેખાવ ઘણો મોહીક હોય છે, તેઓ ક્ષણિક ઈંદ્રિય સુખને અનંત પિછાને છે, તેઓ એક મનનેજ માત્ર આધી ન હોઈ મનને ગમતાં એવાં નિંદીત કરમો કરવાને પ્રવર્ત થાય છે. કારણ કે સદ્બુધ્ધિ રૂપી મનનાં ચક્ષુ નાશ પામવાથી તે નિસ્તેજ એટલે આંધળું થઈને આમ તેમ ભટકે છે. તેગજ ઈશ્વરની આજ્ઞાપળીથી તે કેવળ અજાણ હોય છે, તે તેના નાગને જાણે છે પણ તેના ભયની દરકાર ઓછી રાખે છે તેવાં જનો પોતાના મનમાં એમ સમજે છે કે આગળ જે થનારૂ હશે તે થશે, હાલતો જેટલું સુખ ભોગવાય તેટલું ભોગવીએ! " કોણે દીઠી છે કાલ!" મરી ગયા પછી જો ગમે તો ભીંત થાવ! તેમાં આપણે કાંઈ જોવું છે? અફસોસ! એ અમુલ્ય કહેવતોનો ઉલટો અર્થ પકડીને મુરખ માણસો પરમાત્માનો પવિત્ર કાયદો તોડે છે, અને હાથે કરીને મહાપાપના ઊંડા ધરામાં ભુસ્કો મારેછે. એ મહા પાપ તે મનની વ્યગ્રતા છે. અને મનની વ્યગ્રતામ ઈંદ્રિય સુખની અઘટીત ઈચ્છા, નાસ્તિકપણું, અધરમાં વડે દ્રવ્ય પેદા કરવાપણું, નિર્દયપણું, આળસાઈ, કે પરમાદિપણું, અવિદ્વતા, રૂપ અને જરદું મિ

ર્ષા અભિમાન વગેરે મલીન દુરગુણોનો સમાસ થાય છે. એ મનાની બાબતના આપણા પ્રાંતના નારી વરગમાં કે ટલી અને કેવી રીત અમલ ચલાવેછે. તે આપણે જાણવું જોઇએ. કારણ કે યોગ્યાયોગ્ય આદતો તેમને પળાવવી કે છોડાવવી એ બાબતનું દીરઘાવલોકન કરવાનો પુરૂષ મિત્રનો મુખ્ય ધર્મછે. "યૌવનના અને યૌવન મદ" આ બે વિષય ઉપરથી આપણે સ્ત્રીઓના સ્વાભાવિક અને હસ્તકૃત દોષો તપાસિશું. જુઓ યૌવન એ સ્વભાવિકછે, અને તે ક્રમે કરીને સઘળા માણુસને પ્રાપ્ત થાય છે. બાળ અને જરા વસ્થા કરતાં તેની ખુબી કોઇ વિચીત્ર અને સભ્ય હોય છે. મનુષ્ય માત્રને આ દુનિઆંની મુસાફરીમાં જે કાંઇ હાથ કરવું જોઇએ તે એજ અવસ્થામાં મેળવી શકાય છે. બાળક પોતાની બાળ અવસ્થામાં જે કેળવણી કે જ્ઞા ન ગ્રહણ કરેછે તેનુ ખરૂ રૂપક ખીલી પ્રકાસમાં આવ વાને. તેજ રૂડો વખત છે. માણસને સંતતી અને સંપ તિ સુખ મેળવવાનું પણ એજ ઉત્તમ સાધન છે. તેમજ મનુષ્ય જાતને રૂડાં કે ભુડાં કૃત્યોનો વારસો જે આ અ વસ્થામાં મળેછે. તે કદી પણ નાશ પામતો નથી. જે મા ણસ આ અવસ્થાને નિતી પુર્વક નિભાવી પોતાનાં કર્ત વ્ય કરે જાય છે, તેને ધન્ય છે. તેનીજ કિર્ત્તી અચળ છે, અને તેજ આ દુઃખદ દુનિયાંમાં સુખદ ફળ મેળવી કૃ તેહમંદ થયો એમ જાણવું. આ વર્તમાન સમયમાં આ પણા સ્ત્રી અને પુરૂષ વર્ગનો ઘણો ભાગ યૌવન મદથી

હુશીઆરી, અને રૂપ ગૌરવમાં ગર્વ થએલા જોઈએ છી એ. અને તેથી નિપજતા મહા ભારત પાપના ઢગલાથી આ પવિત્ર ભુમીને ભાડું કલંક ચોટે છે. મુર્ખ માણસો "કળીયુગ" આવ્યો. એમ સમયનો વાંક કાઢીને પોતાનાં માઠાં આચરણો તજતા નથી, પણ જોતાંતો તેમાં સમ યનો વાંક કાઢવો એજ મોટી મુર્ખાઈ છે. માણસ પોતા ના હાથે ઝેર ખાઈને રોગનો ભોગ થાય. એમાં વૈદ્યનો શો વાંક? તેમજ જે માણસો જાણી બુઝીને પાપ કર્મમાં ફ સાય છે. તેમાં વખતનો શો દોષછે. વખત તેને કંઈ કે હેવા જતા નથી કે તું આમ કર પણ તેના જવાબમાં આ પણે એટલુંજ કહીશું કે "विनाशकाले विप्रित बुद्धी" જ્યારે કાંઈ પણ વિઘ્ન નીપજવાનું હોય ત્યારેજ બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. સ્ત્રી વરગમાં ઘણે ભાગે પોતાના રૂપ અ ને યોવનનો કુઉપયોગ થાય છે એ બુદ્ધીની ભ્રષ્ટતાનાંજ લક્ષણ છે. જ્યારે એ સ્ત્રીમિત્રમાં એ અપલક્ષણનો ઉદય થાય છે, ત્યારે તેનોજ સોબતીજ જે પુરૂષ મિત્ર તેને પણ એ અપલક્ષણનો કાળો ડાઘ લાગ્યા વિના રહેતો ન- થી. અને તે પણ ભ્રષ્ટતાને પામે છે. વિમળ સ્ત્રીઓ પો તાના પઈણેત ધણીનો ત્યાગ કરીને બીજાને જાય છે. અને ધણી તેના ઉપર જુલમ કે અપ્રિતી દેખાડે છે. એ શું ધરમનો લોપ નહીં? બ્રાહ્મણાદિ ઊંચ વરણની વિધવાઓ કે જેમના ધણીનો કાળ થયો છે એવી સ્ત્રી ઓ પઈકી કેટલીએક અન્ય પુરૂષ સાથે પાપમાં ફસાય

છે, કે જતી રહે છે. એ શું બુદ્ધિની ભ્રષ્ટતા નથી? સઉ ભાગ્યવંતીઓ કે જેમના પતિ હયાત હોય છે તેવા મોટા શ્રીમંતના ઘરની સ્ત્રીઓ પોતાના પતિ છતાં ઘરના એક હલકા ચાકરથી બદ કામ કરે છે. એ શું ઓછો અધરમ? વળી કુલટા સ્ત્રીઓ પતિ છતાં પોતાની કૂળ મરયાદા તજીને લુચ્ચા યારોની સોબતમાં ફસાઈ ઘોડા ગાડીની સેલોમાં ફરે છે એ શું મહા પાપ નથી? ઉત્તર કે એ સરવ ધરમથી ઉલટું અને મહા પાપનું કામ છે. જોવનના મદથી છકી ગએલાં સ્ત્રી પુરૂષો સઘળે અંધારૂજ ભાળે છે. તે સૂર્યના પ્રૌઢ પ્રકાશને અમાસની રાત્રી જેવો લેખે છે. મતલબ કે જેના અંતઃકરણમાં અંધારૂ છે. તેને બાહાર પણ અંધારૂજ છે. મોટાં શેહેરોમાં કે વધારે વસ્તિવાળા કસ્બામાં કેટલીએક ભ્રષ્ટ સ્ત્રીઓ પોતાના ઘરનો વાર્ષિક ખરચ, અને પોતાની પ્રસન્નનાં લુગડાં ઘરેણાં, પણ પોતાની શરીર સંપત્તિના ભ્રષ્ટ ઉદ્યમથીજ કાડે છે. આપણે તેમના પુરૂષોને કેવળ ભડવાજ કહીએ તો કંઇ ખોટું નથી. કેમકે તેઓ તે બાબતમાં કેવળ આંખ આડા કાન કરીને ચલવે છે. અથવા તો ઉલટા ખુશી થાય છે. નર્મદા કિનારે અને બીજાં તિરથ સુડીનાં ગામોમાં આવો અધરમ ઘણે ભાગે જોવામાં આવે છે. વળિ નિરધન કે વચલા વાંધાના સ્ત્રી વરગમાં પણ ઘણે ખરે ઠેકાણે આ નીચ આદતે પોતાનો પગ પેસાર કર્યો હોય એમ જોવામાં આવે છે. તેમનું મલીન મન

શ્રીમંતાની સ્ત્રીઓની માફક સુંદર વસ્ત્રાલંકા પેહેરવાને લોભાય છે. અથવા તો પોતાના ગુજરાનને માટે એ મ હા પાપમાં ફસાવું પડે છે. એમ જે થાય છે, એ પણ મનની વ્યગ્રતાનું પરિણામ જાણવું. ઉપરની બાબતો વાં ચીને આપણે ઘણા દીલગીર થઇશું અને આશ્ચર્ય પા મીશું કે જે કાળે આપણો સ્ત્રી વરગ પુરણ નિતીમાન હતા તે કાળમાં ને આજમાં કેટલો તફાવત છે. કેટલી જડતા છે. અને કેટલો અધરમ છે? તેનો વિચાર કરતાં તો આપણે ઘણા ખેદ, ઘણા અફસોસ, અને ઘણી દિલગીરીમાં દટાઇ જવાના. મિત્રો એવી સ્ત્રીઓના રૂપ યૌવન મદની આધિનતાથી આપણો વાહાલો એવો ધરમ નાશ પામે છે. આપણાં બાળ બચ્ચાને પણ તેમની નિચ સોબતે તે મના જેવા માઠા ગુણ શીખવે છે. નફટ પુરૂષો બાયલા, નબળા, ને કૌવતહિન થાય છે. તેમ સુધરેલ સ્ત્રી વરગ માં તેવો નાશકારી પવન ફેલાઇને તેમના સુવિચારને હાની પોહોચાડે છે. અજ્ઞાન અને કુપાત્ર જુવાનીયાઓ એ માઠી લતમાં પડી અને ખરાબીના ખાડામાં ઝંપ લાય છે એ નીચ ટેવ એવી તો વસમી છે કે તે છોડ તાં ઝટ છુટે તેમ નથી. જેને એ કુટેવ પડી હોય તેના તો પુર્ણ ભોગ સમજવા, એ અંત કુટોજ તેનો ભાગ લે છે. મતલબ કે તે માણસ તન, મન, ને ધનથી ખરાબ થઇ દુખદ દશાએ મર્ણને આધિન થાય છે. કહ્યું છે કે 'સો મણ જારમાં એક અંગારો' હોય તો તેની અસરથી એ

સો મણે જાર નકામી થાય છે. તેમ દેશની હાલત સુ ધારવામાં આ કાળે સઘળાં સાધન તઈયાર છે. પણ તે ખધાય શા કામનાં? જ્યાં સુધી અંગારા રૂપી યોવન મ દનો અઘટિત ઉપયોગ આપણા ઉપર અમલ ગલાવે છે. ત્યાં સુધી સુધારાનાં સાધાન કામ લાગે એમ નથી. આ પણામાં નિરધનતા, નિર્બળતા, અને નિરલજતા લાવના રો એ અંગારો જ્યાં સુધી આપણામાંથી અને આપણા સ્ત્રી વરગમાંથી દુર થયો નથી, ત્યાં સુધી આપણે પરાક્રમી, નીતીમાન અને ધનવાળા થવાના નથી. એ નક્કી માનવું. "કળીનાં લક્ષણછે એ ટાળ્યાં ટળે નહીં" એમ ધારીને હા થ પગ જોડીને બેસી રહેવાથી કે ઠંડી નજરે જોઈ રેહેવા થી તો તે ઉધેઈ રૂપી જડતા કદી નાશ પામનારી નથી. એમ કરવાથી તો તે ઉત્તરોત્તર વધતિ જશે, અને આપણી વધારે ખરાબી કરશે. આજે આપણામાં જે રૂપીએ આ આની સદાચરણ રહેલું છે તે પણ બીન દરકારે ખોઈ બેશીસું. અને તેમ થવાથી પાછા આપણે યુગનો વાંક કાડીશું. તો એ આપણું કહેવું સુજ્ઞો કદાપી કબુલ કર શે નહી. તે આપણને ધિક્કારશે, ગાળો દેશે, અને નિ રલજ ગણી આપણી અપકિર્તિ કરશે. એ શું આપણ ને ઓછી શરમ છે? જાણીએ અને સમજીએ તો ઘણી એ છે. માટે હજુ આપણા પુરૂષ અને સ્ત્રી વરગે બી જી બધી કેળવણી કરતાં નિતીની કેળવણીમાં વધારે મ નીજુ થવું જોઈએ, તથા સરવ વરગના માણસો મતે

ના એક બીજાના ધરમથી વાકેફ થવું ઘણું અગત્યનું છે. અને તેને માટે સારા વિદ્વાનોના હાથથી લખાએલાં ઉ ત્તમ પુસ્તકો ઘણી સારી ઢબ છપાવી જલદી બાહાર પડવાં જરૂર છે વળી ગામે ગામ અને ઠેકાણે ઠેકાણે સ ભાઓ સ્થાપીને તે બાબતની ચરચા ચલાવનાર ઉપદેશ કોની ઘણી અગત્ય છે. સ્ત્રીઓને ધરમશાસ્ત્રની રૂઇથી અને વરતમાન સમય સુચક આચરણો પળાવવાનો એ ક નિયમ બાંધવો યોગ્ય છે. ઇશ્વર ભકિતની આસ્તિકનાં ફળ જણાવી તથા તેની બીક હમેશાં રહે. એવા પ્રબં ધો રચાવીને છોકરા અને છોડીઓની સાળાઓમાં તે ચલાવવા જોઇએ. કારણ કે તેવાં પુસ્તકોના સતત અ ભ્યાસથી જડ એવાં માણસોની બુદ્ધિ નિરમળ થાય છે. પાપ કરમથી તે ડરતાં રહે છે. અને સ્વધરમને ઓળ ખીને પાળી શકે છે. હાલની લુખી કેળવણીથી કન્યા ઓનાં અંતઃકરણ સુધરવાને બદલે ઉલટાં બગડે છે. તે નું કારણજ નિતીની જેવી જોઇએ તેવી કેળવણીની અ છત છે માટે તેમ તેમના શિક્ષકોનું લક્ષ તે બાબત ત રફ જેટલું જોઇએ તેટલું હોતું નથી. તે તેમને કહેશે કે જોઓ, કાલે દશમો પાઠ કરી લાવજો. બિચારી નિરદો ષ બાળાઓ તેના શિક્ષકના દુરલક્ષથીજ દોષ કરતાં શી ખે છે. એટલે કે તેના શિક્ષકના પાઠ સમજાવીને આપવા ના અખાડાને લીધેજ પોતીકા અભયાસના કામમાં ઓ છું લક્ષ આપે છે. અને આખરે તેમનુ અલક્ષ મેળવે

લું જ્ઞાન અદરશ થઇ જાય છે. અને એકલા અક્ષર જ્ઞા નથી માઠું પરિણામ થાય છે. તે એ કે યૌવન મદવાળી તરૂણ સ્ત્રીઓ નકામાં અને નબળાં પુસ્તકો વાંચી વાંચી ને અનીતિને રસ્તે ચડે છે. તેમનું લક્ષ સારાં નીતિનાં પુસ્તકો વાંચવામાં ઠરતું નથી. કારણ કે જેમનો સતત સમાગમ અનિતિનો હોય છે. તેમને સુનીતિ એ આંખ ના પાટા જેવી હોય છે. આપણે સાંભળીએ છીએ કે બાળાઓ નિશાળમાં ભણીને થોડીજ સારી નિવડે છે તેનું કારણ આપણે તપાશીશું તો માલમ પડશે કે તે બાળાઓનું જ્ઞાન અપુરણ રહેલું તેનું એજ પરિણામ છે. કહ્યું છે કે ॥ संपुर्ण कुंभो न करोति शब्दः॥ એટલે કે સંપુરણ જળનો ભરેલો ઘડો કદી અવાજ કરતો નથી તેમ જે જેણે બાબતનું સંપુરણ જ્ઞાન મેળવેલું છે તેને તે બાબતનો છલકાવવાનું રહેતુ નથી. એવીજ રીતે આપણી બાળાઓને જો નિશાળમાં પુરે પુરી નિતિની કેળવણી અપાતી હોય તો હાલ જેવું સાંભળીએ છીએ તેવું ખોટું પરિણામ કદી થાયજ નહી.

## વસંત તિલકા વૃત.

જે જ્ઞાનહિન જન તે રૂપ યૌવનોમાં,
આંધાં બની ગરવ ગાત્ર ભરે ભવોમાં;
તે ગરવ સરવ સુખ સંપતિને નસાડે,
દેહાદિને દુખદ સાગરમાં વસાડે. ૧

કુળવંત નાર મરિયાદથી બ્હાર આવે,
બારથાર ભ્રષ્ટ થઈ અ ન્યની સાથ હાલે;
એવો અધરમ જગમાં જન આચરે છે,
ગરવાધિનો ફરજ ભ્રષ્ટ થઈ કરે છે. ૨



# સ્ત્રીના પતિ પ્રત્યેના ધર્મ.

આ સંસારમાં મનુષ્ય મિત્રને પોતાની જીંદગીનું ખરૂં સુખ તે પરસ્પરની પ્રીતીનુંજ છે તેમ સ્ત્રી પુરૂષનું વ્યવહારીક સુખ પણ તેમના સાચા સ્નેહપર આધાર રાખે છે તો લગન થએલાં એવાં સ્ત્રી પુરૂષોએ જાણવું કે આપણે આ સંસારમાં જીંદગી સુખ મેળવવા જેની સાથે ધરમ શાસ્ત્રથી બંધાયા છીએ, જેને આપણે પોતાનો ખરો મિત્ર ગણીને સેંકડો માણસની સાનિધ્ય તેનો પલો પકડયો છે, (હાથ મેળવ્યો છે.) અને આપણાં મા બાપ ભાઈ ભાંડું વગેરે બચપણના સગાંની પ્રીતિ વિસારે પાડીને કોઈ જુદાજ હેતુ માટે મિત્ર સાથે જીંદગીના સંબંધની ગાંઠ બાંધી છે, તે મિત્રની પવિત્ર પ્રિતી આપણે શી રીતે મેળવવી? તે માટે કેવાં કેવાં કામ કરવાં? અને તે આખર સુધી નિભાવવા માટે આપણે કેવા ડા'પણ કેવી ચતુરાઈ અને કેવા ગુણનો ઉપયોગ કરવો? એ સમજવાની દરેક સ્ત્રી પુરૂષની મુખ્ય ફરજ છે.—ધરમ વિવેચન—લગન થએલી એવી સ્ત્રીએ જાણ્

ણવું કે આપણે જે પુરૂષ સાથે સંસાર સંબંધ જોડાયો છે. તેજ પુરૂષ મારો પરમ ઇષ્ટ છે, તેજ મારો સુખ દાતા, અને તેજ મારો પ્યારો મિત્ર છે. પછી તેનામાં ગમે તેટલા દુરગુણ હોય, તોપણ એ પવિત્ર ભાવ મન થી વિસારે પાડવો નહીં. પણ અહોનિશ પતિના ધરમ ક રમમાં તઈયાર રહેવું જોઇએ. પતિવૃત એ સ્વામિ પ્રત્યે ના ધરમોમાં સ્ત્રીનો એક મુખ્ય ધરમ છે. એ ધરમ આ ચરવામાં સ્ત્રીએ ઘણી સાવકાઈ, ઘણો વિવેક, અને ઘ ણી ધીરજ રાખવાની છે, પોતાનો ઘર વ્યવહાર સરળ અને આ બાદ સ્થિતીમાં ચલવવા માટે સ્ત્રી મિત્રને એ ધરમ પાળવાનો મુખ્ય અગત્યછે. કેમકે ઘર સંસારનું રાજ્ય ચલાવવામાં પુરૂષ મિત્રને તેનું પ્રધાન પદ મળેલુ હોય છે. એટલે કે પુરૂષ તે રાજા છે અને સ્ત્રી એ તેનો પ્રધાન છે. જેમ પ્રધાનને રાજાની પ્રીતી મેળવીને તેને રાજ્ય કા જયમાં સારી સલાહ આપવી જોઇએ. તેમ ઘરના સ્ત્રી પ્રધાને પોતાના પતિ રાયની પરમ પ્રીતિ મેળવીને વ્યવ હારની ગુંચવાડા ભરેલી રાજ્ય વ્યવસ્થા ચલાવવામાં તે ને યોગ્ય મદદ કરવી જોઇએ. અને તેમ કરવાની યોગ્ય તા તેણે સંપાદન કરવી જોઇએ. સ્ત્રીને એ યોગ્યતા મેળ વવા ખરો મારગ તે પતિવ્રતપણું છે. માટે સ્ત્રી મીત્રે પો તાના પતિની વિનય ભાવ વડે પ્રિતિ મેળવવી, તેની આ જ્ઞા પ્રમાણે વરતવું, તેની ઇચ્છાને અનુસરીને ચાલવું,

તેની માન મરયાદા રાખવી, તેને પડતા દુઃખમાં ભાગ લેવો, એટલે કે પતિના દુઃખથી દિલગીર થઇને તે ટાળ વાનો બનતો ઉપાય કરવો. તેના ગુસ્સાને તાબે થઇને રેહવું. એટલે કે તે સહન કરવો. અને તેની દરરોજ ખ રા દિલથી શેવા કરવી—આ ફરજ સાથે બીજી ઘણી ફ રજો સ્વભાવીક રીતે ઉત્પન્ન થાય છે તે પણ દરેક સ્ત્રી વરગે પાળવાની છે. તેણે પતિના વડિલ પીતા માતા, અને ભાઇઓની ઘટતી આમાન્ય રાખવી. પતિ ના મિત્રો તે પોતાના મિત્ર જાણવા, અને પતિના શત્રુ તે પોતાના સત્રુ સમજવા. સ્ત્રી મિત્રે આ ફરજો જે પા ળવી તે પતિની એકયતા મેળવવા માટેજ છે. કેમકે પ તિ અને પત્નિ એ એક રૂપ છે. માટે સ્ત્રીએ પોતામાં અને પતિનામાં કંઇ અંત્રાય સમજવો નહીં. કારણ કે લગ્ન થયું ત્યારથીજ તે અંત્રાય તો તેણે ટાળી દીધેલો છે. (ચોરીમાં બાળી નાંખ્યો છે.) અને જોડાઇને એક રૂપ થયાં છે. માટે સ્ત્રીએ પોતાની લગન ગાંઠનો એવો શુદ્ધ હેતુ સમજીને પોતાના ધરમ કારયમાં લાગુ રહેવુ જો ઇએ. તેણે પોતાના પતિનો વક્કર ઘટે એવાં આચરણ કદી આચરવાં નહી. પતિનું મહત્વ ઘટાડવું કે વધારવું એ કેટલેક દરજ્જે તેને હાથ રહેલું હોય છે માટે સ્ત્રી એ સદા ચરણથી ચાલીને જેમ તેની મરયાદ કે આબ રૂ વધે અને પોતાના ઘરનો ઘરાચાર સારી રીતે નભે એવા ઉપાયો યોજવામાં તેણે પતિને ઘટતી મદદ કર

જોઇએ.—"सदगुण"—એ સ્ત્રીનો શણગાર છે. માટે તે આભુષણ વડે સ્ત્રીએ પોતાનું અંગ શોભાવવું જોઇએ. અને તે ગુણ વિડે પતિને વશ્ય કરવો જોઇએ. दुरगुण—એ સ્ત્રીનો કટ્ટો શત્રૂ છે. માટે તે રીપુને પોતાના શિયળવ્રત વડે વિદારી વીજયી થવું જોઇએ. મતલબ કે સ્ત્રીએ દુર્ગુણ આચરવા નહીં કેમકે તેથી બુદ્ધિભ્રષ્ટ થઇ મનને પાપનાં કામ કરવા ઉશ્કેરે છે. વળી क्रोध—એ શત્રુને પણ સ્ત્રીએ જીતવો જોઇએ. મતલબ કે પતિના ગમે તેવા ત્રાશથી પણ તેના સામો એક અક્ષર પણ બોલવો વ્યાજબી નથી. એ શત્રૂને જીતવાથી તેનો પતિ જુલમ ગુજારતો અટકશે. रुपमोह— એ પણ એક સ્ત્રીનો રિપુ જાણવો. કેટલીએક સ્ત્રીઓ તેને આધીન હોઇ પતિના પવિત્ર પ્રેમને તરછોડીને કોઇ જુદાજ સોબતીની તરફદારી પકડે છે. પણ એજ રૂપ એની પાસે નિંદીત કામ કરાવી દુઃખમાં નાખે છે, અને આખરે પસ્તાવું પડે છે. માટે સ્ત્રી મિત્રે એ શત્રુને વસ્ય થવું એ પણ તેના પવિત્ર સંબંધને મોટુ કલંક બેસાડનાર છે. સ્ત્રીએ "ગંભીર, ગુણી અને ધિરજવાન થવું જોઇએ." गंभीराई થી તેનો ભાર બોજ વધે છે તથા દુનીયાંમાં તેનાં વખાણ થાય છે. વ્યવહારે પડતાં દુઃખ તેણે ધીરજ પકડવી જોઇએ. અને પતિને પણ તેનો સુંદર દાખલો બતાવી સુખી કરવો જોઇએ. અપી

રીશાપણું રાખવાથી પતી પ્રેમને ધોકો લાગે છે. અને તેથી સંસાર કંટાળા જેવો લાગશે. **वस्तु वेहेचोने खात्री**, એ પણુ સ્રીનો એક ઉદાર સદગુણ કહેવાય. પોતાના પતિથી કોઈ પણુ વાત ગુહ્ય કે છાની રાખવી નહીં. **विनोद वात पण** સાચે સાચી કેહેવાનો સ્વભાવ રાખવો તેથી પતિનો વિશ્વાસ મેળવી શકે છે અને સુખી થાય છે **हठीलाइ अने साहास पणुं**—એ મોટા દુર્ગુણો પણુ સ્રીએ તજવા જોઈએ. કેમકે પોતાના ઘરની યોગ્યતાનો તેને વિચાર કરવાનો છે. છતાં, લુગડાં ઘરેણાં કે બીજી મન પસંદ ચીજ મેળવવા માટે તેણે હઠીલાઈ પકડવી એ પોતાના પતીને નાહક દુભવાનું કહેવાય. વળી તે દુર્ગુણ આચરવાથી તેના પ્રધાન પદને કલંક લાગે છે. સ્રીએ સાહસપણું રાખવું એ પણુ અતી નિંદ્ય કામ છે, તેવા આચરણોથી તેમને ઘણો પસ્તાવો થાય છે. **अक्कलापणु**—એ દુર્ગુણ પણુ સ્રીઓએ તજવાનો છે. કેમકે તેવા આચરણોથી તે પોતાની તથા પતિની મોટાઈ ખોઈ બેસે છે. અને દુનીઆંમાં હલકાં પડી માન ભ્રષ્ટ થાય છે. **मूर्खता**—એ પણુ ખરાબ ગુણ સ્રીમીત્રે તજવાનો છે. એમાં પર પુરૂષથી નિર્લજ વાત કરી હાસ્ય કરવું, નીચ માણસની સોબત કરવી. અને મારી સાંભળેલી વાત બીજાને કહેવી વગેરેનો સમાસ થાય છે, તો સ્રી મિત્રને એ દુરગુણો પણુ મોટી ખરાબી કર

નારા છે. કેમકે પર પુરૂષથી નિર્લજ વાતનુ હાસ્ય, એ પતિવ્રતને ભંગ કરનારૂં સાધન થયું. અને તેવા સતત અભ્યાસથી તે મહા પાપમાં ફસાય છે. માટે દરેક સ્ત્રી માત્રે પર પુરૂષથી હાસ્ય વિનોદ મર્ણંગતે પણ કરવું નહી. તેણે તો પોતાનો પતિ એજ કામદેવનો અવતાર મા નીને તેની સાથેજ હસવું, રમવું, અને આનંદ માણ વાનો છે. કદાપી પતી મુર્ખ હોય તોપણ તેને પંડીત માનીને તેની પુજા કરવાની છે—કદી પતિ કુરૂપ હોય, તોપણ તેને રૂપાળો માનીને તેના પવિત્ર શેવામાં તેણે હાજર રેહેવું જોઇએ. नीच सोबत—એ પણ સ્ત્રીની નિતીમાં બીગાડ કરનારો શત્રુ છે, માટે સ્ત્રીએ તેવી સો બતથી દુર ખસવું જોઇએ. તેણે ડરેલ, સદાચરણી, અને વૃદ્ધ જનેનો સમાગમ રાખવો, કે જેથી તેવાં સજ્જનો તેને સદગુણ શિક્ષા આપશે, અને તે વડે તે ની નિતીમાં વધારો થશે. एकनी गुह्य वात बीजा ने केहेवी, એ દુરાચરણ સ્ત્રીએ જલદી તજવું જોઇએ. કેમકે તેથી દુનીયાં તેનો વિશ્વાસ કરતી નથી, અને પોતાના ઘરનું માન મુરાતબ ખોઇ બેસે છે. આખરે તેની એવી વર્તણુકથી તેના પતિને તે અળખામણી થાયછે. તથા બીજાં સગાં સંબંધી તેના તરફ પણ પ્યારથી જોતાં ન થી. आहार अने विहार, એ બે સ્વભાવીક નિયમમાં સ્ત્રીએ નિયમીત રહેવું જોઇએ. એટલે કે એ બે નિય

મ તેણે મર્યાદાથી પાળવા જોઇએ. અને એવી ટેવ તેણિ ને માવતરથી શિખવાની જરૂર છે. **अति निद्रा.** એ સ્ત્રીના બધા સદ્‌ગુણને ઢાંકી દેનારો મહા દુર્ગુણ કહેવા ય. તો તે દુર્ગુણ તેણે તજવો જોઇએ. કેમકે અઘોરી પણું, એ સ્ત્રીના શુભ નામને બટ્ટો લગાડનાર, રોગ ઉ ત્પન્ન કરનાર, અને સુખનો નાશ કરનાર, ક્રૂર કરવત છે. **जूठा व्हेम.** એ પણ સ્ત્રીની અજ્ઞાનતાની એક ભ્રાં તિ છે, એ ભ્રાન્તિ પણ તેમને શત્રુ સમાન પીડા કરે છે. માટે સ્ત્રી મિત્રે નિતી કુશળ થઇને એવી નાહક પીડા થી મુક્ત થવું જોઇએ, એમ નહીં કરેતો એ શત્રુ તેમ ને વધારે પીડા કરશે. અને સુધરેલ જન વર્ગમાં ઘણી હાંસી કરાવશે. **अनाचार** એ સ્ત્રીઓની નીતીમાં બીગા ડ કરી પાપમાં ઝંપલાવે એવો મોટો દુર્ગુણ છે. માટે સ્ત્રી મિત્રે પોતાનો સ્વધર્મ સાચવવા માટે, તથા પવિત્ર થઇને ઇશ્વર પ્રિય થવા માટે, અને પોતાના ઘરની પ્રતિ ષ્ટા વધારવા સારૂ તેમણે એ દુર્ગુણનાં અપવિત્ર પગલાં ટાળવાં જોઇએ. એટલે કે પોતાના ધર્મ મુજબ આચાર વિચાર પાળીને તેમણે તે દુર્ગુણનો નાશ કરવો જોઇએ! વળી દરેક સ્ત્રી મિત્ર પાવનતા, લાજ, વિવેક, ક્ષમા, સ માનતા, મંમળાઇ, અવલોકન, પરોપકાર વ્રતિ, અને ઇ શ્વરપ્રેમ, એ મહત સદ્‌ગુણો પાળવાના છે. **पवित्रता,** એ નો ખરો અર્થ પોતાનું અંતઃકર્ણ શુદ્ધ રાખવું તે

એટલે કે સ્ત્રીએ પતિપ્રત્યે નિષ્કપટપણું રાખવું. તેમ બીજા સંબંધી જન સાથે પણ તેણે એજ રીત રાખવી જોઈએ. ખાલી નહાવા ધોવાનો ડોળ બતાવી મનમાં પોણો મણ કપટ ભર્યું હોય, એવી સ્ત્રીને હું પવિત્ર ગણુતો નથી; પણ તેતો સદા અપવિત્ર અને પાપીજ જાણવી. **લાજ**, એ સ્ત્રીનો પવિત્ર સદ્ગુણ કહેવાય. અને તે સદ્ગુણ દરેક સ્ત્રીએ આચારવો જોઇએ. એ સદ્ગુણ જેનામાં ન હોય તે સ્ત્રીને નિર્લજ જાણવી. પણ તેમણે સમજવું જોઇએ કે સાલ્લાના છેડાથી મુખ સંતાડીને ખાલી ઢોંગ કરવો એ લાજ કંઈ વાસ્તવિક ગણાય નહીં. ખરી લાજ તો તેજ કે પોતાની કુળ મર્યાદાનો પવિત્ર ટેક રાખીને જે સ્ત્રી દુર્ગુણથી દુર રહેછે; તેનેજ લાજવાળી, શરમવાળી, ને મર્યાદાવાળી જાણવી. માટે સ્ત્રી મિત્રે સદ્ગુણી થવું, એજ તેમને શોભા આપનાર સાધન છે. **વિવેક**, એ સદ્ગુણ સ્ત્રીને શોભા વધારનારો અને ઇચ્છીત ફળ આપનારો છે. તેના વડે તે પોતાના ભરથારની અચળ પ્રીતી મેળવી શકે છે. વ્યવહારમાં વિવેકી સ્ત્રીનાં વખાણ થાય છે. અને સ્ત્રી મિત્ર એ સદ્ગુણના પ્રતાપે બીજા ઘણા સદ્ગુણ મેળવી શકે છે. **ચંચળાઇ**, એ સ્ત્રી મિત્રની વ્યવહારીક કામની મદદગાર બહેનપણી છે. એ સહીઅરની સોબત તેને ઘણી સુખદ અને શોભા આપનારી છે. દુનીઆંમાં ચંચળ સ્ત્રીનાં વખાણ

થાય છે, અને પતિને તે પ્યારી હોયછે. પણ યાદ રાખવું કે તેણે એ બાનયાણીને નિર્લજ કામ બતાવ્યું તો તેના પુરા ભોગ મળશે કારણકે નિર્લજ કામમાં સંપળાઈ વાપરવાથી ઉલટી ધર્મ હાની થઈને પાપમાં પડાશે. માટે સ્ત્રી મિત્રે સદગુણ આચરવામાં તે સહીયરની મદદ લેવી તેજ ઉત્તમ અને સુખ કરતા છે **समानता,** આ સમજ ઘણી ગંભીર અને ગુણવાળી છે. સ્ત્રી મિત્રે એવી રૂડી સમજણ જરૂર કરીને રાખવી જોઈએ. કેમકે તેથી તન મદ, જર મદ, અને બળ મદ, એ મહા દુર્ગુણો દબાઈ જાય છે. અને સઘળી મનુષ્યોની ઐક્યતા સમજવામાં આવેછે. તથા શત્રુતાનો નાશ થઈને મિત્રતા વધેછે. જ્ઞાન ખીલી નીકળે છે, ને તેથી ગંભીરતા વધે છે. તથા ઈશ્વર ઉપરની શ્રદ્ધા વધેછે. **अवलोकन,** આ રૂડી ટેવ દરેક સ્ત્રી મિત્રે રાખવી જોઈએ. કેમકે તેથી મનની શંકા દુર થાય છે; અને ખરૂ શું છે તે સમજી શકાય છે. તેમને ઘરની વ્યવસ્થા રાખવામાં એ ટેવ ઘણી મદદગાર થઈ પડે છે. કેટલીક સ્ત્રીઓ ભુતાદિક મલીન વાતોના વ્હેમમાં કુટાય છે. તેઓ જો આ રૂડી સમજનો ઉપયોગ કરીને ખરો તપાસ કરતી હોયતો તેમની શંકાને ઝટ દુર કરી શકે. એવો તે પ્રતાપી સદગુણ છે. **परोपकार व्रती,** આ મહાન, સદગુણ સ્ત્રી મિત્રે અવશ્ય કરીને રાખવો જોઈએ. કેમકે તે

થી તેમનું કલ્યાણ થાયછે. દુઃખિઆના દુઃખથી દિલ ગીર થવું, અને તેનું દુઃખ ટાળવા બનતી મદદ કરવી. એજ તેનો મુખ્ય અર્થ છે. ઈશ્વરપ્રેમ. આ સર્વોતમ સદગુણ દરેક સ્ત્રી નિત્ત્રે રાખવા લાયક છે, તેથી પતિ પ્રેમ વધે છે. તેણે કર્તાને ઓળખવો, તેના અદભુત કામને જાણવાં, અને તેની અનંત શકિતને પિછાનવી, એ તેમની મુખ્ય ફરજ છે. વળી તેની ન્યાયી અને પવિત્ર વર્તણુકનો તોલ બાંધીને તેનું પોતાના મનમાં નિરંતર સ્મરણ કરવું, અને કરેલા પાપની ક્ષમાં માગવી તથા તેનો ભય રાખીને પાપના કામથી અલગ રહેવું, વગેરે ઉતમ ફરજો મહા એ માહા સદગુણ એ શીખવેછે. સર્વ સદગુણનું તે મુળછે, સર્વ જ્ઞાનનું તે બીજ છે, અને સ્વધર્મ શ્રદ્ધાનું એ પવિત્ર મથક છે, માટે ઈશ્વર પ્રેમ એ સઘળાં સ્ત્રી માત્રોએ પહેલે નંબરે રાખવો જોઈએ. મોટૂ મન. આ રૂડો સદગુણ દરેક સ્ત્રી મીલતી શોભા અને પ્રતિષ્ટા વધારનારો મહાન સદગુણ કહેવાય. કેમકે તેથી પોતાનું અંચળ મન તે કબજે રાખી શકે, કોઈનું પડાવી લેવાનિ ભ્રષ્ટ નજર થઈ શકતી નથી. અને સ્વધર્મ નિષ્ટા વધેછે. મોટા મનવાળી સ્ત્રી દુનિયાંમાં વખાણને પાત્ર થાયછે. કેમકે તે પોતાના ઝીક્ષમાનો ગુણ ધારી શકે છે. જે સ્ત્રીનું મન મોટુ નથી તે સ્ત્રી શ્વાનના સરખી સમજવી. કેમકે કુતરાની પેઠે તેનું અંમ

ળ ચીત્ત આમતેમ ભટકતુંજ રેહેછે. **मिथ्याक्लेश**, આ મોટો દુર્ગુણ સ્ત્રીનો એક રિપુ જાણવો. માટે સ્ત્રી મીત્રે તે રિપુનો જ્ઞાન શસ્ત્રવડે પરાજય કરવો જોઇએ. કેમકે ક્લેશ કીધાથી તનબળ ક્ષીણ થાયછે. અને તનબળની ક્ષીણતાથી સ્વધર્મ સચવાતો નથી. અને સ્વધર્મ હાનીથી બુદ્ધિ ભ્રષ્ટ થઇ અંત દુઃખના સાગરમાં ડુબવું પડેછે.—**घर व्यवस्था**—સ્ત્રી મીત્રોંએ પોતાના ઘરની વ્યવસ્થા શી રીતે રાખવી એ સમજવાની તેમની મુખ્ય ફરજછે. પોતાના પતીની તે અર્ધાંગનાછે. માટે પુરૂષની અર્ધા કામનો બોજો તેને ઉપાડવાનોછે. વિદ્વાનોએ તેની યોગ્યતા મુજબ તેને ઘરની વ્યવસ્થા કરવાનું કામ સોંપેલું છે; અને પુરૂષને તેની યોગ્યતા મુજબ બહારનું કામ સોંપેલું છે; એટલે પુરૂષ પોતે વેપાર વણજ કરીને દ્રવ્ય પેદા કરે, અને સ્ત્રી તેના યોગ્ય સમયથી ઘર ખરચમાં વાપરે, અને તેનો હિસાબ રાખે, એવો કાયદો છે. હવે એ કાયદા સ્ત્રીએ શી રીતે પાળવો એ તેણે સમજવું જોઇએ. સ્ત્રીએ પોતાના ઘરનું ખરચ નીભાવવામાં ઘણી કરકસર કરવી જોઇએ; એટલે કે પોતાના પતીના ખરે પરસેવાનો રળેલો પૈસો તેણે ઘણી સઘડાઇથી વાપરવો જોઇએ. "દમડી દમડી કરતાં પૈસો થાયછે." એ કહેવત હમેશાં તેણે યાદ રાખવાની છે. ઘણો કુસી સંભાળથી ભરી મુકવું તે સળી જાય નહીં કે ઉંદર વગેરે મા

ણી તેનો બીગાડ કરે નહીં, તે બાબતનું પુરતુ લક્ષ તે ણે રાખવું જોઇએ, વળી, બોરાં કોઠામાં તેનો કુઉપયોગ હરકમ ન થાય તેમ કરવું, મતલબ કે સ્ત્રીએ એવી બા રી બાટી દાઢનો સ્વાદ કાઢી નાખવો જોઇએ. "દાઢ કોપી તેનો દૈવ કોપ્યો" એ કેહેવત તેણે યાદ રાખવી જોઇએ. હમેશાં શાક ભાજીને માટે અમુક પૈસા ખરચ કરવાનો નિયમ બાંધવો ને ઘર ખરચનો હિસાબ રાખી પોતાના પતિ ને તેથી વાકેફ કરદો જોઇએ. પોતે ઉડાઉ હોયતો તેને પૈસાનો કુઉપયોગ કરવાના ગેર ફાયદા બતાવીને તેની એકુ ટેવ છોડાવવી, અને ખાલી ઉડાંઉ ન કરવાની એ ને ઘટીત સલાહ આપતાં રહેવી. તેણે પોતાનું ઘર આંગણું રોજવાળી ઝાડીને સાફ રાખવું, વળી ઘરનાં વાસણ કુ સણ રાચ રચિલું વગેરે યોગ્ય સંભાળથી નિયમસર મુ કવાં જોઇએ. સોના રૂપાના દર દાગીના યોગ્ય જાપતાથી ઠેકાણે રાખવા જોઇએ, કેમકે કિંમતી ચીજ રઝળતી મુકવાથી કોઇ વખત ઉંદર વગેરે પ્રાણી તેને ઘસડી જા પછે, તેથી ઘણું નુંકશાન થાયછે. સ્ત્રીએ પોતાના તથા પતિનાં ફાટાં તુટાં લુગડાં શીવી સંભાળથી રાખવાં જોઇ એ. તેણે એકી ફેરે પોતાનાં લુગડાં ઘરેણાંમાં મોટી ર કમ પોતાના પતિ પાસે ખરચ કરાવવી નહીં. અથવા તેમ કરવામાં હઠ પકડવી નહીં. તેણે પોતાના પતિની આવક ખરચનો અડસટો કહાડીને પછી ઘર ખરચમાં કમી જાસ્તીપણું કરવું હોય તેમ કરવું. મતલબ કે

જનમારા સુધી કરજનો ભાર એંચવો ન પડે તેમ કરવું માટે તે બાબત તેણે પ્રથમથી લાંબી નજરથી વિચાર કરવો યોગ્ય છે, વરા વાજના વખતે પોતાની શકિત ઉપરાંત ખરચ કરવો નહીં, કારણ કે જેથી પૈસાનો કુઉપયોગ થાય નહીં; સંચીત પૈસાને જમીનમાં દાટી મુકવા કરતાં તેનું વ્યાજ ઉપજાવી વધારો કરવો એ ઠીક છે. અને ધર્મદાનમાં નેકથી પૈસાનો સદુપયોગ કરવો એ પણ વ્યાજ કરતાં વધારે ગરજ સારે છે; એવી રીતે તેણે પોતાના ભરથારને સલાહ આપતાં રેહેવું, વળી પોતાનાં છોકરાંને ભણાવવાનાં કામમાં ઘટતો વ્યય કરવો એ પણ પૈસો મજરે પડ્યો એમ કહેવાય. સ્ત્રી માત્રે પોતાના નવરાશના વખતમાં સીવવા, ભરવા વગેરેનું કામ કરવું જોઇએ કારણ કે ઉદ્યમથી દિવસ સુખમાં જાયછે, અને એક પંથને દો કાજ જેવું થાયછે. એટલે કે વખતનો સદુપયોગ થાયછે, અને બે ટકાની પ્રાપ્તિ થાયછે. કેટલીએક સ્ત્રીઓ પ્રમાદિ થઇને પડી રહેછે તેમને નઘરોળ કે નકરેઇ જાણવી. સ્ત્રી જાતને એમ પડી રહેવું એ ઠીક નથી, તેમને તો ધણી કરતાં ઘણી ફીકર રાખવાની છે; ઘરમાં બગડ્યું સમર્યું સંભાળવું પોતના છૈયાં છોકરાની માવત કરવી, પરોણા પૈની ખરદાસ લેવી, સમાં સહોદરમાં આવતાં રહેવું, વગેરે ઘણી પ્રકારનું લક્ષ રાખીને તેમણે જાગૃત રહેવું જોઇએ "કામ કર્યું તેણે કામણ કર્યું" એ કહેવત તેણે ભુલવી નહીં "એટલે કે ક

રસાઇની વખત કોઇની નિંદા બદગોઇ કે કંઇ કુથલી કરવા કરતાં સારાં નિતિનાં પુસ્તકો વાંચવામાં વખત આ ણવો એ તેમને ઘણો લાભ આપનાર થશે. સગાં સહો દરનાં ભાવતાં રહેવાને માટે તથા આડોસી પાડોશીની પ્રીતી મેળવવા માટે, તેમની અડી ઓપટીએ તેણે ઘટતી મદદ કરવી જોઇએ. એકંદરે આ ધર્મ બજાવવામાં સ્ત્રી મિત્રને ઘણું ડહાપણ, ઘણી ચતુરાઇ અને ઘણો વિવેક રાખવાનો છે. અને તેમ વર્તવાથી તે આ સંસારમાં ભલા સુખ પામશે.



## વસંત તિલકા વ્રત.

ઓ મિત્ર સર્વ સમજો સતિના સુધર્મો,
ભક્તિ કરી પતિ તણી તજવા અધર્મો;
છે સાર એજ સુખનો સમજી ગ્રહોરે,
વિચારથી વરતિને વરને વરોરે?



## સુંદરી સુબોધ.

પદ.

રાગ આશા ઉદાસી.

(ઓધવજી સંદેશો કહેજો શામને. એ રાગ.)

પ્રેમે પતિ પદ પુજે તે તો પદ્મિની, (૨૬.)

શ્યામા બીજી શંખિનિની સરદારજો;
જગમાં નીતી પ્રભુની માનીતી સદા,
જય જુવતિ જગ જીતી તે ઘર નારજો. પ્રેમ૦ ૧
અસલિ અબળા આજ્ઞા ઓલઘે નહીં,
અસીલ આચરણે નવ અર્પે ચિત્તજો;
નિર્ધન તેજે દુષિત મનની માનિની,
નિર્મળ મન વનિતાનું અવિચળ વિત્તજો. પ્રેમ૦ ૨
તે ખરી અબળા જેને નવ વળગે બલા,
ભલા ભલા ભડપણ જેને મન ભીલજો;
ભગવત સમ ભર્તાને ભાળે ભામિની,
કૈવળ કંથ કદમમાં તે દે ઢીલજો. પ્રેમ૦ ૩
અંતર અચળ થયું તો તે અબળા નથી,
સબળા તે સંહારે સર્વ વિકારજો;
શુર સમી શિર દુર ધરી ન દિસે ડરે,
ઘીળ જતાં દિલ તુચ્છ ગણે સંસારજો. પ્રેમ૦ ૪
ચતુરા તેજે ચતુરપણું ચુકે નહીં,
અવર પુરૂષ નિરખી નવ આતુર થાયજો;
ભ્રાત-ભગિનિ-ભાવ તજીને ન ભમે કદી,
તે ભામિનિથી ભવ નવ કેમ તરાયજો. પ્રેમ૦ ૫
વામા તેજે કામ તણા વામાં કદી,
ટેક તજી પરવશ પડિને ન તણાયજો;
કામનિ સાથે સામા ધામાં ના હઠે,
પિંડ પડે પણ પુંશ્ચલિમાં ન ગણાયજો. પ્રેમ૦ ૬

ભામિનિ તે જે માન શિયળનું સાચવે,
માન અવર તો મર્કટિ કેરૂ તાનજો;
નિરખે ન અવર નર પર નજર ઠરાવિને,
કદિએ કુટિલ કથનમાં નવ દે કાનજો. પ્રેમ૦ ૭
ભામિની તે જે મિથ્યા ભ્રમ ભાંગીને,
ભજે સદા શુભ ભાવે નિજ ભરથારજો;
ધુંકે સહુ પાખંડ ન મકે ગંજમાં,
સાચો મંત્ર સ્વપતિનો નામોચ્ચારજો. પ્રેમ૦ ૮
ઘન સંગે જેમ ગગન વિષે વસિ વીજળી,
અન્યથી રહિ અળગી નવ રાખે સંગજો;
ત્યમ સાચી સુંદરી તો પતિ પાસે વસે,
અવરથિ રાખે અળગાં અંતર અંગજો. પ્રેમ૦ ૯
પ્રાણ છુટે પણ નવ છુટે નિજ નાથથી,
પણ કદિ છુટે તો કરિ ભુતળ ભંગજો;
વિજળી માફક જાય શમી પાતાળમાં,
પણ પર સંગે રજ ન લગાડે રંગજો. પ્રેમ૦ ૧૦
પતિ સંગે સતિ તો સંપત્તિ વિપત્તિમાં,
વસિને માને ઈંદ્ર ભુવન સમ ભોગજો;
વિભવ ચહી નવ વનિતા વાલમને તજે,
રોગ ચહે પણ ન ચાહે નાથ વિયોગજો. પ્રેમ૦ ૧૧
જગદમ્બા જેવી તે જે સતિ સુંદરી,
નિજ પતિ પદમાં તન મન જેનું લીનજો;
સમૃદ્ધિ સિદ્ધિ તે પ્રેમદા પદ,

તે બંધાને વરે હીન નગીનજી, પ્રેમ૦ ૧૧
[સ્વદેશ વત્સળ.]

---

# ॥ स्त्री प्रते पतिना धर्म ॥

સ્ત્રીના પતિએ પોતાના સ્ત્રીમિત્ર સાથે કેવા આચરણોથી વર્તિને આ દુનિયાની મુસાફરીનું વ્યવહારીક નાવ વગર અડગણું સંસાર સાગરમાં બેસીને સહીસલામત કિનારે પોહોચાડવું જોઇએ. તે બાબતને મુખ્ય સારાંશ વાંચનાર મિત્રોની હજુર મુકુ છું.—આપણે આગળ જણાવી ગયા કે સ્ત્રી એ પુરૂષના જીંદગી પર્યંતના સોબતી છે; એટલે કે મરણ પરયંત તેને તે મિત્રની સોબતમાં રહેવાનું છે. તેની સાથે તેને આ દુનિયાંના નાના પ્રકારના સુખ દુઃખને ભોગ ભોગવવાને છે. અને તેની સાથેજ તેને પાપ કે પુણ્યને રસ્તે ચડવાનુ છે. તો એવા સ્ત્રી મિત્રની સાથે પ્રિતીના પવિત્ર ગાંઠ શી રીતે બાંધવી, કે તે આખર સુધી છુટી ન શકે? એ સમજવું તે પળવું એ સ્ત્રીના પતિનો મુખ્ય ધરમ છે.

**પ્રેમ** આ એક સ્રીની પ્રિતી સંપાદન કરવાનો મુખ્ય રસ્તો છે. પુરૂષે પોતાની સ્ત્રી ઉપર સંપુરણ માયા રાખવી જોઇએ, તેના ઉપર અભાવ રાખવો નહી. કેમકે તેથી પરસ્પર કંટાળા ઉત્પન્ન થઇ નિત્રતામાં વિઘ્ન ઉપજે છે

માટે. **કૃપા અને ક્ષમા** આ બે મોટા સદગુણો પતિએ પત્નિ પ્રતે પાળવાના છે. સ્ત્રીની તકસિરને માટે તેણે એ બે સદગુણ કામે લગાડવા જોઇએ; એટલે કે તે તને આધિન હોઇ કદાપિ ભુલે ચુકે ગુન્હો કરી જાય તો તે બાબતમાં પતિએ મોટું મન રાખવું. તેમ કરવાથી તે સ્ત્રીમિત્રનો પુરો પ્યાર મેળવી શકે છે. પણ સંભાળવું જોઇએ કે એવા સતત અભ્યાસથી વધારે ગુન્હા કરી સ્ત્રીમિત્ર દુરાચરણી થઇ જાય નહી. તેની ઘણી તકશીરને માટે ભય અને માયાનો ઉપાય કામ લગાડવો જોઇએ એમ કરવાથી સ્ત્રીમિત્ર ગુન્હા કરતી અટકશે. અને તેનો ભય માનીને સદાચરણે ચાલશે. **उत्साह** એ પવિત્ર સદગુણ સ્ત્રીના પતિએ પાળવાનો છે. પોતાની સ્ત્રીનું દુઃખ ટાળવામાં તેનું સુખ શોભા વધારવામાં અને તેના મનના કોડ પુરા પાડવામાં પુરૂષ મિત્રે એ સદગુણોનો ઉપયોગ કરવાનો છે. તેમ કરવાથી તે સ્ત્રીની મિત્રતા મેળવી શકે છે. ઉદ્યોગ મેળવી શકે છે. અને સુખી થાય છે. **बोल्युं पाळवुं** એ મોટો સદગુણ પુરૂષમીત્રની મહાન મોટાઇને જગતમાં વધારો કરનારો છે, પોતાની સ્ત્રી પ્રત્યે તેણે એ સદગુણ હમેશાં રાખવો જોઇએ કેમકે બોલ્યું અબોલ્યું કરવાથી સ્ત્રી તેનો વિશ્વાસ રાખી શકતી નથી અને વખતે હુકમની અવગણા કરેછે, અને જગતમાં તેનો ભાર બોજ પડી શકતો નથી, માટે પુરૂષ મિત્રે બાબતા સુધી વચને બંધાવું નહી, અને

બંધાયા તો તે પાળવું જોઇએ.—सल्लाह लेवी આ સદ્ગુણ પણ પુરૂષમિત્રે પોતાની સ્ત્રી પ્રત્યે પાળવાનો છે કેમ કે તેથી પતિ પ્રેમમાં વધારો થાય છે અને વ્યવહારીક કેટલીક અડચણો તે ટાળી શકે છે. માટે સંસાર વ્યવહારમાં જે જે કામમાં તેને સ્ત્રીની સલાહ લેવાની જરૂર હોય તે તે પ્રસંગે તેની પવિત્ર સલાહ પુરૂષ મિત્રે લેવી જોઇએ જો તેમ નહી કરે તો વખતે પસ્તાવું પડસે. અને સ્ત્રી મિત્રની પોતા મરની અરૂચીનું દુઃખ ખમવું પડશે. समता એ મહા સદ્ગુણ પુરૂષ મિત્રે જરૂર કરીને પાળવો જોઇએ એટલે કે તેણે પોતાના સ્ત્રી મિત્રને છેક તુચ્છ ગણી ન કાઢતાં પોતાની બરોબરીના દરજ્જામાં ગણવો જોઇએ. કારણ કે એમ માનવાથી તે પોતાનો ધરમ બરોબર રીતે પાળી શકે છે. खुश मिजाज આ સદ્ગુણ ઘણો શ્રેષ્ટ છે. પુરૂષ મિત્રે પોતાની સ્ત્રી પ્રત્યે એ સદ્ગુણ આચરવાનો છે, એટલે કે સ્ત્રી સાથે તેણે એવો સ્વભાવ રાખવો. કેમકે તેથી દીવસ આનંદમાં ને સુખમાં જાયછે, પરસ્પર પ્રેમ વધેછે અને લોકમાં તેમનાં વખાણ થાય છે. रंजकवृत्ती આ સ્ત્રીનું મન હરણ કરવાનું પવીત્ર સાધન છે. પુરૂષ મિત્રે એ સદ્ગુણ વડે પોતાની સ્ત્રીને વશ કરવી જોઇએ એટલે કે તેના પોતા મત્નોના મનોભાવ પુરા કરીને તે હમેશા ખુશી રહે તેમ કરવું. પણ પુરૂષે સ્ત્રીના તુચ્છ મનોભાવને તા-

એ થવું નહીં. એ તણુ આ ધરમ આચરતા પેહેલાં ખુ
બ યાદ રાખવું જોઇએ. स्त्री परिक्षा, એ મોટો સદગુ
ણ પુરૂષની સત્કિર્તિ વધારનારો છે, તણુ એ સદગુણ
વડે પોતાના સ્ત્રી મિત્રની પરિક્ષા કરવી જોઇએ. એટલે
કે સ્ત્રીની વરતણુક કે રીત ભાતનો તપાસ કરવાની
તેણે ટેવ રાખવી. તેમ કરવાથી તને ઘણો લાભ થશે.—
એક તો એ કે સ્ત્રીની અયોગ્ય વરતણુક તે સુધારી શ
કશે, પોતાપર પડતા દુઃખનો હુમલો ત ટાળી શકશે, અ
ને સ્વધરમ શેવા બરોબર બજાવી શકશે. मनोनि ग्रहपणु
આ પુરૂષના સંસારીક અને પરલોકીક લાભ વધારનારો
ઉત્તમ સદગુણ છે, પુરૂષે મન નિગ્રહી એટલે સંયમગુ
ણી થવું જોઇએ, એટલે કે તેણે મન ઇંદ્રિયોના તુચ્છ
ભોગને વશ ન થતાં તને કબજે રાખતાં શીખવું જોઇ
એ અને પોતાની સ્ત્રીને પણ તેવા રૂડા આચરણનો દા
ખલો બતાવીને સુખી કરવી જોઇએ.

## दुर्गुण विवेचन

### વસંત તિલકા વ્રત.

સ્ત્રીમિત્ર સંગ શવળા, ગુણ સાધવાને;
આ ધર્મ કર્મ સમજો, સુખિયા. થવાને;
સ્ત્રીના પતિ સુખદ્ સાર, વિચારી લેજો;
સંસારનો દુખદ ભાર, ભમાવી દેજો. ૧

**निर्दयपणु**—આ માહા દુર્ગુણ પુરૂષ મિત્રને તજવાનો છે કેમકે તેવાં આચરણથી તેનો ઘર સંસાર વંઠેછે, તેની આબરૂને કલંક ચોંટે છે, અને છેલ્લે તે મહા મહા દુ:ખ પામે છે માટે પુરૂષ મિત્રે પોતાની સ્ત્રી ઉપર જુલમ ગુજારવો કે તેના ઉપર ગજા ઉપરાંત કામનો બોજો નાંખવો એ મોટો અધર્મ તેણે તજવો જોઈએ. કારણ કે અબળાના કલેશથી સારૂ થતુ નથી પણ બુરૂજ થાયછે. શરણે પડયાને સંતાપવું નહીં, એ કહેવત તેણે આ દુર્ગુણ આચરતાં ખુબ યાદ રાખવી જોઈએ.

—**साहसपणुं**—એ પુરૂષ મિત્રનું ઘર ભંગ કરનારો મોટો દુરગુણછે માટે તે દુરગુણ તેણે તજવો જોઈએ. કેટલાક પુરૂષો તે દુરગુણને વશ થઈને ઘણાં નિંદીત કામ આચરેછે જેમકે સ્ત્રીનો વાંક ગુનો જોયા વગર તેને એક દમ માર ઝુડ કરવા મંડી પડે છે. અથવા તો નીચ ગાળો ભાંડી તેની ફજેતી કરેછે તો એમ કરવાથી ઘરમાં મિથ્યા કલેશ ઉત્પંન થઈને સ્ત્રી પુરૂષના પરસ્પરનું હેત તુટી જાય છે અને વખત મોટું વીઘ્ન નીપજેછે માટે તેવે પ્રસંગે પુરૂષ મિત્રે, અવલોકન વૃતીએ, તે દુરગુણનો નાશ કરવો જોઈએ.-**विषयांध पणुं**—એ મોટા રિપુને પુરૂષ મિત્રે જીતવો જોઈએ. એટલે કે તેથ ચૂન તાબે થવું નહીં. પણ આપણે તેને મન નિગ્રહ પણાથી વશ કરી લેવો કેમકે તે દુરગુણ આચરવાથી તન,

મન, ને ધનની ખરાબી થાયછે, પાપમાં પડાયછે અને અંને ગણા મહા દુઃખમાં રીબાવું પડેછે. —**ચિડીયાપણુ**, એ દુરગુણ પુરૂષે સ્ત્રી મિત્ર પ્રત્યે રાખવો લાયક નથી કેમકે તેથી પુરૂષની તન સંપત્તિને નુકશાન પોહોચે છે. મન ગાપને ધોકો લાગે છે અને ઘરમાં મિથ્યા કલેશ ઉત્પન્ન થાયછે.—જુજ જુજ બાબતો મનપર લાવીને કેટલાએક પુરૂષો પોતાની સ્ત્રી ઉપર ચીડ કરે છે (ગુસ્સો) એ ગુસ્સો તેણે સમાવવો જોઇએ. મતલબ કે તેવે પ્રસંગે પુરૂષે મોટુ મન રાખી તે બાબતો સુધારવા માટે તેણે સ્ત્રી મિત્રને ધીમે રહીને સલાહ આપવી જોઇએ એજ ઉત્તમ અને સુખ કરતા છે—**અણગમો**—આ નીચ દુરગુણ પુરૂષ મીત્રે તજવો જોઇએ. કેમકે તેથી સ્વધરમ સચવાય છે. પોતાને મળેલી એવી સ્ત્રી ગમે તો કુરૂપ કે અજ્ઞાન હોય તો પણ તે ખરેખરી રંભા જાણવી, તેજ પદ્મિણી, અને તેજ ગજગમની છે એમ માનવું, કારણ કે લગ્ન થયા પછી તે તેની અર્ધાંગના થએલી છે, માટે પુરૂષ મિત્રે તેને પછીથી છેહ ન દેતાં પોતાનો ખરો મિત્ર ગણીને અંગોકાર કરવી જોઇએ, અને તેનાં ભુડાં આચરણ પોતાના સતત ઉપદેશથી તજાવવાં જોઇએ. વળી એવી અજ્ઞાન કે ખોડ ખાંપણવાળી સ્ત્રીને નિભાવી સુખી કરવી, એ મોટું કલ્યાણકારી કામ છે એમ જાણવું.—પુરૂષ મીત્રે એ વિના બીજા ઘણા સુગુણો પોતાની સ્ત્રી પ્રત્યે આચરવા અને દુરગુણો

તજવાના છે પણ તે બધા વિવેચનનો આ લઘુ પુસ્તકમાં પુરતો સમાસ ન થવાથી આ પુસ્તકમાં તેનો સારાંશ માત્ર લખ્યો છે તે વાંચીને સૌએ પોત પોતાનો ધર્મ સમજી લેવો જોઇએ. અને સુમારગે ચડી સુખી થવું જોઇએ.

# ज्ञानदर्शक जीवाजी महाराजनो गृस्थाश्रम.

## ઇંદ્રવિજય વૃત.

સંગ સુસંગ અભંગ કરો, મનરંગ ચઢી શુભ ધર્મ ધરાવે;
સંગ કુસંગ નિરાંક ધરો, સુખ દુર કરી રણમાં રખડાવે;
નય અનોપમને નિરખી, જીવરાજ ઘણી જુગતે કરી જામ્યો;
તે નર એક સુનારિની સંગ, ભવોભવ સ્વર્ગ તણું સુખ પામ્યો. ૧

પુર્વે જીવાજી મહારાજ નામનો એક કીર્તિવાન મહારાજા થઇ ગયો તેનું પાટનગર, દેહગામ, કરીને હતું. તે મહારાજાને સત્યસિંધુ નામનો એક પવિત્ર પ્રધાન હતો, તે તેને રાજકાજમાં સારો મદદનિષ હતો, જીવાજી મહારાજનું લગન કરવાને માટે કોઇ સારી રાજ્યકન્યાનો શોધ કરવા તેણે ઠામ ઠામ પોતાના પુરોહિતને મોકલ્યા, પણ કોઇ ઠેકાણે તેમના ગુણને મળતી સુકન્યાનો પત્તો લાગ્યો નહી. એક વખતે રાજા અને પ્રધાન બંને પોતાના ગૃહાલયમાં બેઠા બેઠા વિદ્યા વિનોદની વાતો કરે છે, તેવામાં મેહેલની બાહાર એક કૌતક

થયું, તે એ કે કીડી હાથીને ગળી ગઈ! એવી વાત એક અનુચરે આવીને રાજા અને પ્રધાન એ બે બેઠા હતા તેમને કહી. રાજા તો એ વાત સાંભળી ઘણું અચરજ પામ્યો અને પોતાના પ્રધાનને કેહેવા લાગ્યો કે એમ હોય જ નહીં શું? કીડી જેવું હલકુ પ્રાણી હાથી જેવા મહાન પ્રાણીને કદાપી ગળતું હશે? એતો જુઠું છે. માટે એ સત્યસિંધુ; આપણા રાજમાં એવા અસતીપા માણસો જોઈએજ નહીં, એમને તો પકડીને દેશ નિકાલ કરવા જોઈએ. પ્રધાને કહ્યું; રાજા ધિરાજ, આપે કહ્યુ એ સત્ય છે, પણ કદાપી તેમ બન્યું હોય તો બિચારા અનુચરનો શો વાંક; રાજાએ કહ્યુ "અલા અકલથી પીછાના." કે એવી અસંભવીત વાત તે ખરી પડતી હશે? પ્રધાનજી, એ અનુચરને જલદી પકડીને કેદ કરો. રાજાનો એવો હઠીલો સ્વભાવ જોઈને પેલો અનુચર તો નર મટીને તરત નારી થઈને ઉભો! (પોશાક બદલીને) તેનું વય માત્ર બાર વર્ષનું હતું, તેથી તેના મુખ ઉપર બાળ પણાની નીર્દોશતા તાજી માલમ પડતી, તે બાળા રાજાને કેહેવા લાગી કે એ દયાળુ અને સત્યદિલના મહારાજા, આપ જે અનુચર ઉપર ગુસ્સે થયા છો તે ગુસ્સો છોડી દો, કેમકે તેની વાત સાચી છે અને તમેં પણ નજરે ભાળયું છે. રાજા આથી તો બેવડો વીશ્મય પયો, અને વિચારવા લાગ્યો જે પેલો પુરૂષ કયાં ગયો. અને આ બાળા તે ક્યાંથી આવીને ઉભી! એવામાં સત્ય સિં

ધું'ની નજર પોતાની પુત્રીપર જવાથી તેણે તેને પોતાની પાસે બોલાવી અને આસન આપી બેસાડી. પછી રાજા એ પ્રધાનને પુછયું કે આ કોણ છે! સત્યસિંધુ કહે એ મારી પુત્રીછે સાહેબ, આપ એના કરતુકનો તોલ ળ રોબર કાઢી શકયા નથી માટેજ આપના મનને એટલી બધી વિસ્મયતા પેશી ગઇછે, આપ હવે તેને પુછશો તો પડેલી ભ્રાંતી ઝટ દુર થશે. રાજાએ પ્રધાન પુત્રીને સભ્ય તાથી પુછયું કે, પેલો વિચીત્ર વાત લાવનારો અનુચર કયાં સટકી ગયો! અને તમે તેની વાતને શી રીતે કબુલ કરો છો! પ્રધાન પુત્રીએ જવાબ આપ્યો કે મહારાજ આજે કેટલાક નિરાશ્રિત અને અપંગ માણસો વખા ના માર્યા અહીં આવી ચડયા છે, એવી વાત મારી મા તા સત્યવતિને કાને પડવાથી તેણે મેહેલના અનુચરો ને બોલવાની આજ્ઞા કરી કે, આપણા શેહેરમાં જેટલાં નિરાશ્રિત અને અપંગ માણસો દુ:ખથી રીબાતાં હો ય, તેમને યોગ્ય સંભાળથી આપણા ધર્માલયમાં તેડી લાવો. અનુચરને એવી આજ્ઞા થતાં તે ત્યાં ગયા છે, ને એ નિરાશ્રિતોની સંભાળ તથા પોષણની ઘટતી વ્યવસ્થા કરવામાં મારા પિતાજીની ઘણી જરૂર હોવાથી હું મારા પોશાગ ઉપર અનુચરનો પોશાક પેહેરીને ત મને તેડવા સારૂં અહીં આવી છું. માર્ગમાં આવતાં આ ના મેહેલ પાસેની ગજ શાળામાં એક ઉન્મત હાથી ગ માં હાંધળો થઇને તોફાન કરવા લાગેલો મેં જેયો, તે

ને બાંધેલી સાંકળો પણ તેણે તોડી નાખી, અને ઘણા માણસો પોતાની સુંઢના સપાટાથી જમીન સાથે પછાડતા નાખ્યા; જેથી લોકમાં નાસા નાસ થઈ રહી, અને હું વેગળે રહીને બધો નાસ તપાસ જોવા લાગી. એટલામાં તો હાથીના ગાવતે લાગ સાધીને એક નાના સરખા અંકુસની અણી વડે એ મદોન્મત હાથીને કબજ કરી લીધો. આ બનાવ જોઈને હું મારા મનમાં સાનંદાશ્ચર્યથી વિચાર કરતી કરતી આપના ગ્રહાલયાંમ આવી છું. અહીં આવીને આપની તથા મારા પીતાજીની સાન્નિધ મેં માર્ગમાં જોએલા કૌતકની વાત જાહેર કીધી છે. રાજા એ વાત સાંભળીને "કીડીએ કુંજર ગળ્યો." એ માર્મિક કૌતુકનો હેતુ ઝટ સમજી ગયો. અને પ્રધાન પુત્રી સુમતી બાઈના વિવેક ચાતુર્યથી તે મોહ પામ્યો. તથા પોતાના મન સાથે તેનેજ વરવાનો નિશ્ચય કીધો. પોતે કુંવારો હતો, અને પીતાના લાયક કોઈ રાજ્ય કંન્યા હતી નહીં માટે પ્રધાને સત્યસિંહને કરેલો નિશ્ચય જાહેર કરયો. રાજાની એ ઈચ્છાથી પ્રધાન પોતાના મનમાં ઘણો ખુશી થયો. કારણ કે તેની પ્રિય પુત્રી હજુ કુવારી હતી. અને તેને લાયક વરની શોધ જડતી નહોતી માટે સત્યસિંહએ રાજાની એ માગણી મંજુર રાખી. અને પછી પ્રધાન પોતાની પુત્રી સાથે રજા લઈને પોતાને ઘેર ગયો. ત્યાં જઈને પેલા નિરાશ્રિતોના કામ અને પોષણની યોગ્ય અવસ્થા કરી, તથા તેમને રહેવા મા

ટે સારો આશ્રમ આપ્યો. પછી પોતાની પત્નિ સત્યવતીને પ્રિય પુત્રી સુમતીનો વિવાહ જીવાજી માહારાજ વેરે કરવાનો વિચાર જણાવ્યો. તેથી તેણે પણ ખુશી થઈને તેમ કરવાની સલાહ આપી. અને શુભ મહુરત જોઈને તે બંનેનાં લગ્ન કર્યાં;—એ લગ્ન થયા બાદ **जीवाजी महाराजनो ग्रहस्थाश्रम** કેવા પ્રકારે ચાલ્યો તેનું વર્ણન કરવું આપણે દુરસ્ત ધારીશું. સુમતીબાઈના એ લગ્નથી જીવાજી મહારાજનામાં કેટલાએક છાંછળા સ્વભાવો દુર થઈને ઠરેલતા આવી, તે બાઈ તેના હરેક ધર્મ કાર્યમાં તત્પર હતી. અને પોતાના પતીના સુખ શોધવા તથા તેને સુધારવામાં ઘણી ખંત રાખતી પતીનાં કઠોર વચન તે દ્રંઢતાથી સાંભળતી અને સહન કરતી, પણ ધર્મથી ઉલટી રીતે પતીને તે તેનાથી કોઈ દિવસ પ્રતિકુળ થતો નહીં. પતીને કોઈ આપત્તી વખતે તેને ધીરજથી સુગમ રસ્તો બતાવી સુખી કરતી. તેને ઘરેણાં ગાંઠાંનું કર્તરીમ કુટડાપણું પસંદ નહોતું, કોઈ વખત તેનો પતી તેને હીરા મોતીના સુંદર અલંકાર પેહેરવાની ભલામણ કરતો, તો તેને જવાબ આપતી જે મને એવા જુઠા અલંકાર પેહેરવા ગમતા નથી. અને પેહેરૂં છું તો વિદ્યા રત્ન અને જ્ઞાન મોતીએ જડેલા સાચા અલંકાર પેહેરૂં છું. આપ પણ એવા સાચા અલંકાર કોઈ ગુણીયલ સોની પાસેથી ખરીદીને પેહેરશો તો,

હીરા મોતી જેવા તકલાદી અને જુઠા અલંકાર પેહેર વાનું કદી પણ સારૂ ધારશો નહીં. જીવાજી મહારાજને મદપાન કરવાની માઠી આદત પડી હતી, તે ટેવ એ સ દગુણિએ છોડાવી સુખી કર્યો. કેટલેક વરસે એ લગનથી તેમને ત્રણ પુત્ર અને ત્રણ પુત્રીઓ થઇ, પુત્રનું નામ **વિનયરાય, ધિરવિર રાય,** અને **મનનિગ્રહ રાય** હતું. તથા પુત્રીઓનું નામ દયાબાઈ, **ક્ષમાબાઈ,** અને પ **વીત્રતાબાઈ** હતું. એ છ સંતાનોથી જીવાજી મહારાજ નો ગ્રહસ્થાશ્રમ કોઇ અલૈકીક અને સુખકર નિવડયો. એ સંતાનોને તેમના વિવેકી માતા પીતાએ સારી કેળ વણી આપીને નિતી કુશળ કરયા. તેથી દેહેગામ તાલુકા ને યોગ્ય વ્યવસ્થાને બંદોબસ્તથી દીપાવામાં એ ત્રણ કું વર તેમને ઘણા મદદગાર થઇ પડયા. તેમણે રાજ્ય વ હિવટથી પોતાના મા બાપ સુખી થાય, અને પ્રજાની આ બાદી વધે, એવા ઉપાયો લેવા માંડયા. વિનયરાયે પો તાના વિવેક માધુર્ય વડે પિતાની કિર્તિ અમાર કરીને પ્રજા પ્યાર મેળવ્યો. તથા ધિરવિરરાયે પોતાના શત્રુઓ ને વશ કરીને તેમને યોગ્ય શિક્ષાએ પહોચાડી પિતાની તથા પ્રજાની પીડા હરી, અને **મનનિગ્રહરાયે** દેહગામ તા લુકાના દરો વહીવટદારોનું ઉપરી પણું ધારણ કરયું. અને તે વહિવટદારોને પોતાના હાથમાં લઇને સુમાર્ગે રાજ્ય વહિવટ ચલાવવાની ફરજ પાડી, જેથી જીવાજી મહારાજની સત્ય કિર્તિમાં વધારો થઇને તેમના તાલુકા

ની મહતા જળવાઇ રહી. જે ત્રણ પુત્રીઓ હતી, તેમ ને તેની માતાએ ઘર કામ, પાક શાસ્ત્ર તથા બીજા વિ વેક માતુથંમાં પ્રવિણ કરી. વળી સ્ત્રી નિતિ ધર્મનાં પુસ્ત કો વાંચી વંચાવીને તેમના જ્ઞાનનો વધારો કરયો. એ બાળકીઓ પોતાની ન્હાની વયથીજ ઘણી ચંચળ અને બુદ્ધશાળી હતી; તેથી માતાનો ઉપદેશ તેમને ઘણો પ્રિ યકર થઇ પડયો. આગળ જતાં તેમનાં રૂડાં આચરણ એવાં તો પ્રકાશમાં આવ્યા કે, તેથી જીવાજી મહારાજના કુળ ની પ્રતીષ્ટા ઉત્તરોત્તર વધતી ચાલી. બાળાઓની મતી ધર્મની કેળવણીથી એવી તો નિર્મળ થઇ હતી કે,તે પો તાનાં માતા પિતાને સંપુર્ણ રીતે સલાહકાર થઇ પડી. તેમના યોગ્ય ઉમરે લાયક વર જોઇને પરણાવવાનો તે મનાં માત પિતાએ વિચાર કરયો, અને તે માટે સ્વયં વર રચ્યો. તેમાં દયાબાઇએ દેહગામ વહિવટદાર કર્ણ સિંહને પસંદ કરીને તેને વરમાળ પેહેરાવી. અને ક્ષમા બાઇ તથા પવિત્રતાબાઇ એ તેજ તાલુકાના- હૃદયસિં હને પેહેરાવી. ત્યાર બાદ શાસ્ત્રોકત રીતે વિધિ પુર્વક લ ગ્ન થયાં એ લગ્ન સમારંભમાં સુમતિબાઈના વિવેકી ગુણોને લીધે. માનની વૃંદમાં બિભિત્સ કે અનીતીનાં ફટા ણાં ગવાયાં નથી. પણ ઇશ્વર સ્તવન અને નીતીનાં બી જાં માંગલ્ય ગીતોની તો ધુન્ય મચી રહી હતી. વળી ના ચ, તમાસા કે વરયોડામાં વ્યર્થ ખર્ચ કરયો નહીં. કેમ કે તેથી પૈસાનો દુરૂપયોગ થવાનું સુમતિબાઇ અને

પ્રધાન સત્યસિંધુની ધારણામાં હતું નહીં. તેથી તરફો પૈસો નિરાશ્રિતોના ફંડમાં કે બીજાં પરોપકારના કામમાં વાપર્યો. તથા પંડીતોની સભા કરીને તેમાં જે વધારે વિદ્વાન જણાયા, તેમને યોગ્ય ઇનામ અને શિરપાવ આપ્યા, વળી વિદ્યા વૃદ્ધિના કામમાં ઘટતી મદદ કરી. એવી રીતે વિવાહ કામથી પરવારીને સોકો પોત પોતાનો ધર્મ આચરવા લાગ્યાં.—**અનિતિનું વિપ્રિત પરિણામ** એક વખત દૈવ યોગયે જીવાજી મહારાજે તાલુકાના મનસ્ત પુરમાં મુકામ કર્યો હતો, ત્યાં લોભીદાસ કરીને એક વાણીઓ કે જે તે ગામનો તલાટી હતો તેની મુલાકાત થઇ. એ વાણીઓ તે ગામની જમાબંધી વસુલ કરી સરકારમાં ભરતો, પણ તેની ત્રાસ જનક રીતીથી પ્રજાને ઘણું ખમવુ પડતું. કોઇ વખત ઉપરી સાહેબની દુર નજરથી સરકારના પૈસા પણ ઉચાપત કરી જતો, અને પ્રજાને જેમ લુટાય તેમ લુંટતો. આવા જુલમી અને દુષ્ટ વાણીઆને એક કુમતીબાઇ કરીને ઘણી નિરલજ પણ ઇંદ્રવારણા સરખી દેખાવડી પુત્રી હતી. કમ નશીબે જીવાજી મહારાજની નજર તે કુટિલ સ્ત્રી તરફ જવાથી તેના દેખાવડા ગાત્રથી તે મોહ પામ્યો. અને તેનું ચંચળ મન સ્ત્રીના ભાવમાં બંધાઇ ગયું જેથી મહારાજ પોતે પોતાનો ધરમ ભુલી ગયા, અને લોભીદાસ તથા કુમતીબાઇની ગીરતામાં ફસાઇ પડ્યા. તેમણે લોભીદાસને પોતાનો પ્રધાન નીમી ને તેની પુત્રી સાથે છાના લગ્નની ગાંઠ બાંધી. પ્રધાન થ

ન્યસિંધુને રજા મળવાથી તેમણે પોતાના હોદ્દાનું રાજીના મુ આપ્યું અને મહારાજાનાં પવિત્ર પત્નિ સુમતિબાઇ પણ રીસાઇને પોતાના પીતાને ઘેર જઇને રહ્યાં વળી તેમની સાથે તેમના અંગથી ઉપજેલાં સંતાનો પણ મહારાજાનું કમન ભાળીને મોસાળના આશ્રમે રહ્યાં—હવે જીવાજી મહારાજનો ગૃહસ્થાશ્રમ તથા દેહગામ તાલુકાનો રાજ્ય વહીવટ કેવા પ્રકારે ચાલ્યો તેનો કેટલોક મુખ્ય શારાંસ વાંચનાર મીત્રોની હજુર મુકવાની ઇચ્છા રાખુ છું—જે પુરૂપ નિરલજ સ્ત્રીના ફંદમાં ફસાય છે તે પુરૂષ પોતાનો પરમ એવો જે ધરમ તે ખોઇ બેસે છે, અને ભ્રષ્ટતાને પામી પાપનાં કામ કરવા પ્રવર્ત થાય છે; તેમજ જીવાજી મહારાજ એ કુમતિબાઇના સંબંધથી ધરમ ભ્રષ્ટ થયો અને પોતાનું સત્ય, દયા, અને ડહાપણ એ સરવે વિસરી ગયો, તથા કેવળ વિષયાંધ બની જઇને પોતાની રાજમાં પ્રજાને શું દુઃખ છે, કીંવા અધિકારીયો પોતાના કામમાં બરોબર લક્ષ આપે છે કે નહીં તે બાબતનું પુરતુ ધ્યાન તે રાખી શકયો નહી. તેથી જ્યાં ત્યાં ગરબડાટ ચાલી રહી. પ્રધાન લોભીદાસ આ વખતે પોતાનો ખરો શક વરતાવવા લાગ્યો, તેણે પ્રજા ઉપર ભિન ભિન પ્રકારના વેરા નાંખ્યા, તથા મેહેસુલમાં વધારો કરીને ગરીબ પ્રજાને જે તે વાતે લુટીને પોતાનું ઘર ભરવા લાગ્યો. કૂમતીબાઇએ મહારાજાને ઊંધી ઊંધી સલાહ આપીને રાજ્ય ખરચથી જે કુળવણી અ

ને વઇદકીય ખાતાં ચાલતાં હતાં તે સઘળાં બંધ કરા-
વ્યાં, તથા તેને બદલે નાટક, ભાંડ ભવાઈ, અને નાચ
રંગમાં લાખો રૂપીઆનું વ્યર્થ ખરચ કરાવીને પ્રજાની
નિતીમાં બીગાડ કરયો. તે સ્ત્રી મહારાજાને અનેક દુર
વ્યસનમાં ચકચુર રાખતી અને તે હમેશાં જારી રાખ
વાની ભલામણ કરતી. રાજા કોઈ દિવસ વિદ્વાનોની
સભા ભરીને તેમની સાથે દલીલથી વાદ વિવાદ કરતો તે
ટેવ એ દુષ્ટ સ્ત્રીએ છોડાવી, જેથી તેના દરબારમાં સા
રા સારા પંડીતોની પુજા રહી નહી, અને સઘળા એક
આરે ગણાવા લાગ્યા. તેઓ, તેની સકિરતી જેવી વધા
રી હતી તેવીજ રીતે તેનાં ભુંડા આચરણે લીધે વખો
ડીને તેનો નાશ કરવા લાગ્યા. એથી જીવાજી મહારાજે
પ્રધાન લોભીદાસની સલાહથી તેમની આજીવીકાઓ પ
ડાવી લઈને પોતાના દરબારમાંથી તેમને રજા આપી. પં
ડીતોએ મળીને મહારાજાને વિનય પુરવક જણાવ્યું કે
ઓ દયાળુ મહારાજા, આપના-નેક આશ્રય નિચે અમે ઘ
ણાં વરષથી અહિં વસીએ છીએ, તે આપની પવિત્ર રા
જ નિતીએજ અમને પાળ્યા હતા, તથા આપની નિરમળ
મતીએજ અમને અહીંઆં આશ્રમ આપ્યો હતો, તે
આજ અમારા દુરભાગ્યને લીધે કદાપી અમને આશ્ર
મ ભંગ કરશો તો આપ મુખતિયાર છો, અમે તે હુકમ
માથે ચઢાવીએ છીએ, પરંતુ અમારા વિદાય થયા પહેલાં
આપના ખાધેલા નીમકની અસરથી અમોને આપને મા

રૂ પણા સંતાપ પામ છે, જેથી કૃપાળુ ઇશ્વર પાસે મા
ગીએ છીએ કે—હે અખિલ બ્રહ્માંડના નિયંતા પ્રભુ, અ
મ જે મહારાજાના રાજ્યમાં આજ સુધી આશ્રમ પામ્યા
છીએ, તેને તું સદા સુખી રાખજે, તથા તેનું ભલુ કર
જે, તેમના લોભ મોહ આદી દુરગુણી શત્રૂઓનો તું
નાશ કરજે, અને કુમતિ કાપીને સુમતિ આપજે.–એ
ટલું કહેતામાં તો પ્રધાન લોભીદાસનો મિજાજ હાથમાં
રહયો નહીં; અને કુમતીબાઇ પણ કોપ્યાં, તેણે મહા
રાજાને કહ્યું કે આવા પેટ ભરા પંડીતો આપણે અહીં
શું કામના છે! તેમના વગર આપણું શું ચાલતુ નથી!
તે આપણને શું મદદ કરનાર છે! ઉલટા પોથાં પોથાં
વાંચી વંચાવીને વેહેગી બનાવી દે છે, અને મારૂ
તથા મારા બાપનું ભુંડું ઇચ્છે છે, માટે તેમને તો
અત્યારે ને અત્યારે કેદ કરવા જોઇએ. જીવાજી મહારા-
જનું પોતાની સ્ત્રી પાસે કાંઇ ચાલતું નહી, તેમ તેમની
પાસે કોઇ સમજુ સલાહકાર હતો નહી, તેથી સ્ત્રીનું કહે
વું ઘણે દરજ્જે પાર પડતું, તે આ વખતે પાર પડયા
વગર રહ્યું નહીં, અને સઘળા પંડીતોને એ નિરલજ સ્ત્રી
એ કેદ કરાવ્યા. ત્યાર પછી થોડા દીવસ તો રગડ દગડ
ઠીક ચાલ્યું પણ મહરાજ સ્ત્રી વશ હોવાથી ઘણો મોજી
લો થઇ ગયો, રાજ કાજમાં સઘળે અંધેર ચાલવા માં
ડયુ, ન્યાય કે ઇન્સાફ રહયો નહી. તેથી પ્રજા બધી દુખ
નો પોકાર કરવા લગી, પણ તે દુખની દાદ કોઇ સાં

ભળનાર હતું નહીં, એ મહારાજાને કુમતીબાઇથી છ સંતાન પ્રગટ થયાં હતાં, તે પણ વંસ ખોળુ નીકળ્યાં, તેમાં કોઇ તેમને સુખકર નિવડયું નહીં. એ છ સંતાનોમાં ત્રણ પુત્ર, અને ત્રણ પુત્રીઓ હતી. પુત્રનું નામ મોહાંધરાય, મદાંધરાય, અને કામાંધરાય હતું તથા પુત્રીઓનું નામ,—દૂલક્ષણી, વિલક્ષણી, અને કુલક્ષણી હતું એ સંતાનો પોત પોતાના નામના જેવાજ ગુણ વાળાં હતાં, એટલે તે સંબંધી વધારે કેહેવાનું નથી. હવે તે એવા નઠારા ગુણવાળા શાથી થયાં તેનું મુખ્ય કારણ જાણવાની વાંચનારને ઈંતેજારી થાય એમ સ્વભાવીક છે, તો તે વિષે હું ખુલાસો કરૂ છું.—એ કુગતિબાઇથી ઉપજેલાં છએ સંતાનો મુળથીજ અનિતીમાં ઉછરીને મોટાં થયાં, અને મોટાં થયાં ત્યાં સુધીમાં તેમને જે કેળવણી કે જ્ઞાન આપવું જોઇએ, તે બીલકુલ અપાયું નહીં; તથા જુઠાં લાડ લડાવીને તેમને ગોડે ચડાવ્યાં, જેથી મોટપણે તે પોતાના મા બાપને પત કરવા લાગ્યાં નહીં. જીવાજી મહારાજાએ તેમને ભણાવવા સારૂ એક મેહેતાજીને રાખવાનો વિચાર કર્યો હતો, પણ અનિતીબાઇએ તેમ કરવાની સાફ ના પાડી, ને કહ્યું જે—મારાં લાડવાયાં છોકરાં એ મેહેતાજીની ધાકે અડધાં થઇ જાય. બળ્યું એ ભણવું! મોટાં થશે ત્યારે ઘણાંએ ભણશે? અને નહી ભણે તો મહીં શું થઇ જશે! વળી પુત્રીઓને ભણાવવાનું કહોછો, એ તમારી બુદ્ધી તે કેવી કેહેવાય; તે બીચારીને એ લ

મણાકુટ શાને જોઇએ; મોટી થઇને એને સાસરે જશે; ત્યાં તેને ઘણુંએ કરવાનું છે, આપણે ઘેર રહે ત્યાં સુધી તો તે સુખમાં રહે, સાસરે જશે ત્યાં કઇ મા માથે હાથ ફેરવવાની છે, માટે મારે તો એ ગીધ્પા કડાકુટમાં એ છોકરાંને નાખવાં નથી, એ ખાઇ પીને રમતાં ફરે; એમનું નસીબ કાંઇ વેચી ખાધુ છે, એવા એવા દાખલા આપીને જીવાજી મહારાજનો વિચાર રદ કરયો, જેથી સંતાનો ઉત્તરોત્તર બગાડવા લાગ્યાં. પ્રથમ તો પોતાના મા બાપનાં ભુંડાં આચરણની તે નકલ કરતા શીખ્યા, અને ધીમેધીમે તે પોતાના નામની યોગ્યતા સુધી પોહોચી ગયાં છેવટે એ છએ સંતાનો જીવાજી મહારાજના ખરેખરા શત્રુ જેવા થઇ પડયાં, પુત્રો બાપના બોલને તિરસ્કાર કરવા લાગ્યા, તથા બાપની મેળવેલી પ્રતિષ્ટા ઉપર પાણી ફેરવવા લાગ્યા; તેમનાથી દેહગામ તાલુકાની યોગ્ય વ્યવસ્થા જળવાઇ શકી નહી, અને જ્યાં ત્યાં ફિતુર અને બંડ સળગવા લાગ્યાં. મોહાંધરાયે બાપનો મળવેલો પૈસો સરવે નાચરંગમાં ઉડાવી દીધો; મદાંધરાયે, પ્રજાના વાંક ગુનાનો વિચાર ન કરતાં તેમને નાહક પીડા કરીને પીતાના દયાળુ નામને કલંક લગાડયુ; અને કામાંધરાયે, પ્રજાના સ્ત્રી વરગ ઉપર પીતુ પ્રેમ ન રાખતાં વિષયાંધ બનીને તેમની મરયાદા ઉપર હાથ નાંખ્યા, તથી જન વરગમાં ઘણીજ અપકીર્તિ ફેલાઇ ને સૌ તમનું અહિત ઇચ્છવા લાગ્યા. માતાની લાડ ઘેહેલી પુત્રીઓનું સાસરે હાડકુ

નમ્યું નહીં અને માટા નાનાનો વિવેક ન રાખતાં સ્વછંદ પણે વરતવા લાગી. તે પોતાના પતિ સાથેની વ ર્તણુકથી કેવળ અજાણ હોવાથી તેમની યોગ્ય મરયાદા તે રાખી શકી નહી. તેમજ તે પોતાના પતિ ઘરમથી ઉલટી રીત આચરવા લાગી. સાસુ સસરાની આમન્યા કે વચન પાળે નહી, પોતાના ઘર કામની વ્યવસ્થા કે રસોઇ કરતાં આવડે નહીં. ફક્ત તેમનામાં અંગ સા નીક આવડત જોવામાં આવતી તેથી જીવાજી મહારાજ ની આગનસ્ની પુત્રીઓથી સાસરાની ગંભીર પરતંત્ર તા ઉપાડી શકાઈ નહીં. માટે ત્યાંથી એ કુળહીણ પુત્રી ઓ નાશીને પોતાના બાપને ઘેર આવી ત્યાં તેમની અ જ્ઞાન માતાએ સારો સત્કાર કરયો અને ઘણોજ પ્યાર જણાવ્યો પણ તેમની અયોગ્ય ચાલને માટે ઠપકો કે શીખામણ કાંઇ આપ્યું નહીં, ઉલટી સાસરે સમાસ કરીને રહેવાની વૃતી ઉઠી જાય એવી તે સલાહ આપવા લાગી. એવી રીતે તે કુપુત્રીઓ સદા બાપને ઘેર રેહેવા થી તેના નિરભાગી પીતાને જે દુ:ખને વિટંબણા વેઠવી પડી; તેની તો કાંઈ સીમાજ નથી. કેશરીબાઇ હમેશાં મહારા જનો કુટુંબ કંકાસ કરાતે અને સાચા જુઠા કરીને સં બંધી વર્ગમાં સઘળે વેર બંધાવ્યું કાઇ દિવસ તેનું મુ ખ આનંદમાં હોય તેમ દેખાતું નહીં. અને વિઠ્ઠલરાણી બાઇ તો કેવળ ઢંગ વગરના હતાં, ઘડીમાં પોતાના મા તા પીતાને યોગ્ય કામથી ખુશી કરે, અને ઘડીમાં તે મ

ણા શોકસાગરમાં જંપલાવા જેવાં કામ કરતી, એટલે તે ના તરફથી પણ મહારાજને સંતોષ થવા જેવું હતું નહીં. વળી કુલક્ષણીબાઈનામાં તો કાંઈ કહેવાનુંજ બાકી નહતું. પેહલી બેના કરતાં આ પુત્રીનો સ્વભાવ એક નીચ હતો, તેણે પોતાની કુટેવોથી બાપનું નામ બોળ્યું, આઠારે કોસબમાં તે પુરી હતી એટલે જુઠ, ચોરી, દગો, અન્યાય, વગેરે મલીન દુર્ગુણો તેનામાં પુરે પુરા ભરેલા હતા, તેથી જીવાજી મહારાજને એ કુલટા પુત્રી એક અંગારા રૂપ થઈ પડી. કારણ કે તેના ખરાબ આચરણોથી તે દીન પ્રતીદીન દગ્ધ થતો, અમુઝાતો, ને પસ્તાવો કરતો કેમકે તેની વૃદ્ધા અવસ્થા પાસે આવી હતી, અને કપુત સંતાનોથી તેને ઠરવા પણ હતું નહીં; પુત્રીઓની હૈયાશગડી તેને દરરોજ બાળી નાખતી, પણ કુમતીબાઈ પ્રત્યે તેનું કાંઈ પણ ઉપજી સકતું નહીં, એટલે તે બાબત તે તેને કંઈ કહી શકતો નહીં. ફકત પોતાના મનમાં બળી બળીને અડધો થઈ જતો, એમ શોક કરતાં કરતાં તેનું શરીર છેક નિર્બાલ્ય થઈ ગયું. નાના પ્રકારના વ્યાધીઓ તેને પીડા કરવા લાગ્યા; પણ છ છોકરાંમાં કોઈ તેની ચાકરી કે બરદાસ ઉઠાવતું નહીં, અને તેની પ્રીય પત્ની પણ આ વખતે દુઃખમાં ભાગ લેવાને બદલે ઉલટી સંતાપી વધારે દુખી કરતી અંતે જીવાજી મહારાજની દશાતો છેક બેહાલ, થઈ ગઈ, તેમના તાલુકામા ભીલ, કોળી, અને પીંડારા આદી

જુલમી લુંટારા લુંટ કરવા લાગ્યા, તેથી દેહેગામ તાલુકો છેક ખાખા પીખી થઈ ગયો, અને મહારાજાને આ ગરદેગ દુઃખના વાદળે ઘેરી લીધો. જે પુરૂષ તુચ્છ ભોગનો ગુલામ થઈ સ્ત્રી વશ થઈ જાયછે અને જેને નીચ જ સ્ત્રી મળી હોય છે તેના એવા ભોગ મળે છે એ સઘળા પુરૂષ મીત્રોએ યાદ રાખવું જોઈએ અંત તે જીવા જી મહારાજ મહા દુખ સાગરમાં ડુબતાં ડુબતાં વિચાર કરવા લાગ્યો જે મને આ દુષ્ટ સ્ત્રી મળવાથી અને તેના ફોકટ ફંદમાં ફસાવાથી આજે મારી તથા મારા તાલુકાની ઘણીજ દુર દશા થઈ છે. મારા સાચા સલાહકાર•પંડીતોને એ પાપણી સ્ત્રીએ વગર વાંકે કેદ કરાવ્યા છે. વળી તેના સંબંધથી મારા પરમ સુખેચ્છક એવાં સગાં વાહાલાંને મેં હાથે કરીને તજ્યાં છે. અનો સોભી વાણીઆની નીચ સોબતથી મેં હાથે ચઢેલું અત્ય રત્ન ખોઈ નાંખ્યું છે. ટુંકામાં મેં સરવે સુખ ખોયું છે. હવે કાંઈ બાકી નથી. આજે મારી પ્રિય પતિવ્રતા સુમતિ જો હોય તો મારી આવી દશા થાય નહીં. આશે વાહાલો કુંવર ધીરવિરરાય આજે મને કેટલો મદદગાર હોત, મને પડતાં દુઃખમાં કેટલી બધી ધીરજ આપત, પણ હિણ ભાગ્ય મારાં જે મને ઊંધી અક્કલ સુઝી. અને કુટી કુમતિનો વગર વિચારે સંબંધ બાંધ્યો. તેણુ મને કુછંદમાં આંધળો કરી નાંખ્યો. તેથી હું મારાં વાહાલાંની સંભાળ લઈ શક્યો નથી. ઓ ઈશ્વર!

હવે ઘણી થઈ! ઘણી વિતી!! અને ઘણાં ખાસડાં ખા ધાં!!! માટે મુજ ગરીબ ઉપર દયા કરીને હવે મારાં સા ચાં સગાંનો મેળાપ મને વેળાસર કરાવો, કે જેથી હું દુઃખથી રીબાતો બચું! એમ જીવાજી મહારાજ દુખથી ઘણી ઘણી રીતે પસ્તાવો કરવા લાગ્યો. પછી કેટલેક દહા ડે સુમતિબાઈને પોતાના પ્રિય ભરથારનું દુઃખ જાણવા માં આવ્યું તથા તે પોતાને ચા'ય છે એમ સાબિત થ યું. તે ઉપરથી તે પોતાનાં છએ સંતાનોને લેઈને પતિ ની ઘટતી સેવા કરવાને માટે પાછાં દેહગામ તાલુકામાં આવ્યાં. એ તેમને આવ્યાની વાત કુટીલ કુમતિના સાં ભળવામાં આવી કે તરતજ તે પોતાના દુષ્ટ સંતાનોને ઈને ત્યાંથી પલાયન કરી ગઈ. તેણે દેહગામ તાલુકાની સઘળી રાજ્ય લક્ષ્મિ લુંટી લગડીને પોતાના પતિના સુખનો પાયો પડ મુળથી તોડી પાડયો. તેથી મહા પા પમાં પડી. તેના જવાથી જીવાજી મહારાજના સુખનો ફરી ઉદય થવા લાગ્યો. સુમતિબાઈએ પોતાના દુઃખી પતિની સારી સેવા બજાવીને તેમને લાગુ પડતાં ઓસ ડ વેસડ કરયાં; કે જેથી તે રોગથી જલદી મુક્ત થયો. તે સ્ત્રી તેમને દુઃખમાં દિલાસો અને સુખમાં શાંતિ આપ- તિ હતી. સાચી સલાહકાર પણ તેજ હતી. કુમતિબા ઈના કુટંબથી દેહગામ તાલુકાની જે અવ્યવસ્થા થઈ હતી, તે તેણે યોગ્ય ઉપાયે સુધારી આબાદ કરી. પછી જીવાજી મહારાજે તાલુકાનો રાજ વહિવટ પુરવે જેમ

હતો તેમ ચલાવવાની પવિત્ર ગોઠવણ કરી. પ્રધાન પદ
પણ સત્યસિંધુએ અંગીકૃત કર્યું. તે મહારાજાને ધર
મને રસ્તે ચલાવવાની સારી સલાહ આપવા લાગ્યો. બં
દિવાન પંડિતોને કારાગ્રહથી મુકત કરીને તેમની લીધે
લી આજીવિકાઓ તેમને પાછી આપી. મહારાજાના આ
ગા પાળક પુત્રો પણ પોત પોતાનો અધિકાર સ્વહસ્તે
લેઇને પોતાનું કામ ઉમંગથી કરવા લાગ્યા. અને પોતા
ની લાયકીથી પિતાની વૃદ્ધાવસ્થા આનંદમાં કઢાવી.
એ તેમણે લીધેલી ઉત્તમ કેળવણીનુંજ ફળ જાણવું. સુ
મતીબાઇનાં છએ સંતાનો મહારાજાને ખરાં આશ્રય ભુ
ત હતાં, અને તેમના વડેજ તે આખર દશામાં મહાસુ
ખ પામ્યા. એ સદગુણી સ્ત્રીએ મહારાજાની ધરમ નિ
ષ્ઠા વધારી. દાન પુનનો ઉત્તમ રસ્તો બતાવ્યો, તથા અ
ધરમ, અવિવેક, અને અનાચાર, તજાવીને સદાચરણથી
ચાલવાની ઉત્તમ ફરજ શિખવી. જેથી જીવાજી મહારા
જ, પોતે પોતાની ઢલી અવસ્થામાં એ સુપાત્ર સ્ત્રીથી
ઘણું ઊંચુ જ્ઞાન મેળવી શક્યા. અને તે વડે પોતાની
સત્ય કિર્તિનાં કિર્ણ કદી ઝાંખાં ન થાય, તેવાં ધાર્મિક કા
મ તેમણે કર્યાં. અને અંતે એ સુખી જોડું આ સંસા
રમાંથી પોતાનો ઇષ્ટ હેતુ પાર પાડીને કરતાની હજુર
પહોચ્યું, અને ત્યાં તે અચળ સુખ પામ્યું.—**ભાવાર્થ**
ઉપરના જીવાજી મહારાજના ગ્રહસ્થાશ્રમનો રમુજી પણ
બોધક ઇતિહાસ વાંચવાથી વાંચનાર સજ્જનોના સમ-

જવામાં આવ્યું તો હશે કે સદ્‌ગુણી અને સુપાત્ર સ્ત્રીના પવિત્ર સબંધથી પુરૂષ મિત્ર કેવા ભાગ્યશાળી નીવડે છે? તથા તેથી આ સંસાર સાગરમાં પોતાનું વ્યવહારીક નાવ કેવી સરળ રીતે હંકારીને તે કિનારે પોહોચે છે? તે, તથા એ પવિત્ર સંબંધથી ઉત્પન થએલાં નિતીમાન સંતાનો તેમને જીંદગીની મુસાફરીમાં કેવું આરામ ચેન આપે છે? તે, અને કુપાત્ર સ્ત્રીથી પુરૂષ મીત્ર કેવો ભાગ્ય હીન થાય છે? કેટલુ દુઃખ પામે છે? અને કેટલાં દુરાચરણ આચરે છે. તે તથા આ સંસાર સાગરમાં તેમનું વ્યવહારીક નાવ તોફાની પવનોના ઝપાટાથી ડામાડોળ થઇને તે અધવચ કેવું ડુબી જાય છે? તે, વળી સંતાનોને જુઠા લાડ લડાવીને અભણ કે મુરખ રાખવાથી તે મોટપણે કેટલાં દુખ ઉપજાવનાર થઇ પડે છે? તે, તથા મનુષ જાતને સારી અગર માઠી મતિ રાખવાથી તેના દેહ રૂપ તાલુકાને કેટલું જોખમ કે લાભ પ્રાપ્ત થાય છે. તે તે સરવે હકીકતનો સારાંશ પુરૂષ અને સ્ત્રીમાત્રે સમજી ગ્રહણ કરવો જોઇએ, કારણકે એ જે સમજવું તે બન્ને મિત્રને લાભ કરતા, સુખ કરતા અને સંગ કરતા છે.

# प्रस्ताविक सद्पदेश

## "लडने शिखामण"

(ગાન માને નહીં સો ફેરા સમજાવું તોય શું થાયે એ રાગ

મન મુરખરે દુર્લભ મનુષ્યા દેહ ફરી નહીં આવે, ટેક
શું! કહુ તુજને, વાર વાર એ હિરો હાથ ન આવે,
નહીં હિરો હાથ ચઢે જાતાં, નવ લાવે ખોળ ખરી ધાતાં,
પસ્તાશો ખોટ ખરી ખાતાં,—મન મુરખરે. ૧
શું! વ્યર્થ ખુઓ વેળા સારી, શું! પ્યાર કરો જો પરનારિ,
શું! નિર્લજ થઈ રમવું ન્યારી. મન મુરખરે ૨
શું! તન મન ધનનો ગર્વ કરો, શું! ગુપ્ત પણે પરવિત્ત હરો;
શું! ઈશ્વરથી જરિએ ન ડરો. મન મુરખરે ૩
શું! લોભ કરી લખ લુટ કરો, જન મિત્ર તણા પ્રિય પ્રાણ હરો;
દિલ માંહી દયા નવ લેશ ધરો. મન મુરખરે ૪
શું! પરણાવો બાળક નાનાં, તે સુખ કરે તમને શાનાં;
પણ દુઃખ દાવાનળ દેવાનાં, મન મુરખરે. ૫
શું! તન તનીયા મુરખ રાખો, શુભ વિદ્યા અમૃત નવ ચાખો;
શું! ભણપણે ભુંડું ભાખો, મન મુરખરે. ૬
શું! પુત્રીના પુર દામ લહો, શું! તેથી શ્રીમંતાઈ ચહો;
કુણ રાય થયો મુજનેજ કહો. મન મુરખરે. ૭
કંઈ રાય હતા તે રંક થયા, કંઈ રંક ઘણા ઉચળીજ ગયા;
કંઈ લેતાંમાં લપટાઈ ગયા. મન મુરખરે. ૮
શું! પેટ ભરા થઈ પાપ ભરો, શું! નામ વડુ બદનામ કરો;
શું! ભકિત શુદ્ધરની પરહરો, મન મુરખરે. ૯
કે' અંબાશંકર શુભ વાણી, સો ચેતીને ચાલો પ્રાણી;
જીવ જાતાં પાસે ધુળ ધાણી. મન મુરખરે. ૧૦

# कपटीनी सोबत विशे

મનહર છંદ

કપટી કુટીલ જન કપટનાં કામ કરી, ઝપટમાં આવે તે
ને જાન થકી મારસે;
કરે મિત્રાચારી સુખ કારિ નહી દુઃખ કારિ,
ભોળા ભરમાઈ તને ખરો મિત્ર ધારશે. 1
પેશિ પેટમાંહિ પછી રૂપનો વિસ્તાર કરે,
આપો આપ નિજ બળ આપ ઓળખાવશે;
કહે અંબાશંકર તે સત્ય માનો બાળ મીત્ર,
કપટિનો સંગ મહા દુઃખ ઉપજાવશે.

# कामि विषे.

મનહર છંદ

કામિ નહીં નામિ જેના ભ્રષ્ટ મતિ વ્યાપિ રહી,
અંધતણો અંધ બની, ફરે કુવિચારમાં;
કામિ નહીં કામા જેની સુમતિવિરામ પામી,
કુમતિ કુસંગ મન ભમે વ્યભિચારમાં. 1
કામિ તણો સંગ નહીં ઢંગ વિના નિભિ શકે;
નિશ્ચેતો કુટીલજન તેના જેવા કરશે;
કહે અંબાશંકર તે સત્ય માનો બાળ મિત્ર,
કામિ તણો સંગ કદિ સુખદ નહીં દિસે. 2



# बाळकनी ईश्वर प्रतेनी स्तुती

(અમે ઈશ્વર માગીએ એટલું, એ રાગ। ટેક
અરે વિશ્વ પતિ પ્રિય વિઠલા, દિન સેવકના પ્રતિપાળ;
રાખીને સંભાળ, નિભાવો છો બાળને. અમો વિદ્યા વિનો
દિ બાળકો, તુજ પાય પડી જોડી હાથ; પુરા પ્રેમ સા
થ, નમી એવું જાચીએ. ૧
આપો શુભ મતિ અતિ શામળા, આપો સંત સમાગમ
નિત; તેથી રહે પ્રિત, એવું અમે જાચીએ. ૨
આપો સેવના માત પિતા તણી, આપો ગુરૂપદ નામિએ
શિષ; રૂડી મતિ ઈશ, નમિ એવું જાચીએ. ૩
આપો કષ્ટ નિવારણ કામના, આપો મિત્ર સુમિત્ર સદાય;
જેની મળે સહાય, નમિ એવું જાચીએ. ૪
આપો ધર્મ ધિરજ અને નિનતા, આપો શીળ સંતોષ
હમેશ, દયા પરમેશ, નમિ એવું જાચીએ. ૫
આપો સંપ જંપ સૌ સાથથી, આપો વિદ્યા કળા ને વિ
વેક, જેથી રહે ટેક, નામ એવું જાચીએ. ૬
આપો જ્ઞાન ધ્યાન તમ ભાકતનું, આપો અંતરમાંહી ઉ
જાશ, જેથી ટળે ત્રાસ, નામ એવું જાચીએ. ૭
અંબાશંકર એવું વિનવે, તમ દાસ તણા અપરાધ;
તજો શો અગાધ, નમિ એવું જાચીએ. ૮

## ॥ ग्रंथ समाप्त इश्वर स्तुती ॥

### શારદુલ વિક્રીડીત વ્રત.

આપો શાંત વિચાર સાર હરિજી તૃષ્ણા નદીમાં વહેવો;

મોહરૂપી દુષ્ટ પ્રપંચ રંચ સૌમાં, પાકો ફસી હું રહ્યો;
દેખાડો સતસંગ રંગ ચટકા, કૃપા કરી હે ધણી;
લ્ષ્ણાંની તુલના મને સમપણે, દેજે કૃપાથી હણી. ૧
દાતા દીન દયાળ સુજનને, તૃષ્ણા તું ભકિત વિશે;
વાધે નિત્ય પરા સુભકિત સબળી, હૈયે સદા તું દિશે;
ખાડા ખાહી ખઓચિયા નડતળો, નાસે અનીતી તણાં;
એવા તૃષ્ણ તુરંગ રંગ નિરમો, સદભકિત મધે ઘણાં. ૨
સંસારે સુખ ધરમમાં વરતિએ, એ આશા દેજે હરી;
વિદ્યા રંગ પ્રસંગની ઘટી તજે, તે તૃષ્ણ ફાવે ખરી;
માઠા માર્ગ થકી જન તુચ્છ મનની, તૃષ્ણા તજાવો સદા;
સંતોષો સમભાગમાં ગણિ લઉં, એ ત્રષ્ણ દ્યો સર્વદા. ૩

### शिखरिणी वृत्त.

વધારી વાધે છે અગણિત અતી ત્રષ્ણ જબરી!
સમાળો એ રાખા ચિત કુચિત થાયે નહિ ફરી;
જહાં જેવું ફાવે ઘટિત પટ મધ્ય વિદ્યના;
તહાં તેવી ત્રષ્ણા જડિ કરી હરો નિવિટમના. ૪

### દોહરો.

જગ ત્રાતા નિત આપજે, જ્ઞાન દાન કલ્યાણ;
સદમતિ સ્થાપો સુખકરા, નર નારિ લે જાણ. ૧
ગરૂવા ગુર્જર દેશમાં, જ્ઞાનદિપક કરનાર;
ઓ પ્રભુ તમ ચરણે નમું, દનમાં વાર હજાર. ૨

### સમાપ્ત.

# જાહેર ખબર.

સર્વે મીત્રોને ખબર આપવામાં આવે છે કે નિચે લખેલાં પુસ્તકોની જેને જરૂર હોય તો ત સાહેબોએ આ નીચે સહી કરનાર તરફથી મંગાવી લેવાં. કીમત આસનમાં જણાવી છે.

| પુસ્તકોનું નામ. | કીમત. |
|---|---|
| નીતિધર્મ દર્પણ. | ૦—૫—૦ |
| ભોગીવિયોગ વિરહ. | ૦—૧—૦ |
| ગ્યાનદિપક. | ૦—૮—૦ |
| ગાયકવાડી રાજ્યનો પ્રશ્નોતર ઇતીહાસ | ૦—૩—૬ |
| ગુર્જરી અર્વાચીન ઇતિહાસ. (છપાય છે). | ૦—૮—૦ |
| શ્રી દુખદર્શક નાટક. (છપાય છે). | ૦—૮—૦ |

દેશાવરના ગ્રાહકોને ટપાલ ખરચ જુદે પડશે.

લી૦

**અંબાશંકર કાળીદાસ યાજ્ઞીક.**

પુ. પ્ર. કર્તા.